ललित-वाङ्मय-ग्रंथमालाः ग्रंथ १३

# રંગીલી સંધ્યા

[ Livery of the Eve ]

रागोदधिदुग्धा पुषा

મૂળ લેખકઃ
પ્રો. એફ. ડબલ્યુ. બેઈન

અનુવાદ કરનારઃ
ધીરજલાલ ચીમનલાલ દેશાઈ

× × × ×

" સંધ્યા સવાર વળી સાંજની છો છુપાવે,"
" ચોરેલ રંગ તણી કાંતિ ધરી કરારે."
" સંતાડશે સકળ સૃષ્ટિ જનો અશાંતિ,"
" પાર્ગો વિષે જગવશે નિજ અગ્નિ કાંતિ."
' અનંગ સૂર્ય '

× × × ×

૧૯૮૨ . . . ૧૯૨૬

કિંમત રૂ. ૨

# પ્રકાશકના બે બોલ

લલિત–વાઙ્મય–ગ્રંથમાલાના ૧૨ મા પુસ્તક સાથે ગ્રંથમાલાનું આ તેરમું પુસ્તક પણ અકસ્માત્ તૈયાર થઇ જવાથી સાથે સાથે પ્રગટ થઈ જાય છે. આ પુસ્તક ડેક્કન કૉલેજના માજી પ્રોફેસર એઇન સાહેબની Livery of the Eve નો અનુવાદ છે; અને તે રા. રા. ધીરજલાલ ચીમનલાલ દેશાઇએ ઘણીજ રસમય ભાષામાં ગુજરાતીમાં ઉતારેલો છે. જેવી વાત રસીલી છે તેવી તેમની ભાષા પણ રસીલી છે. આથી અમારા સુજ્ઞ વાચકોને આ પુસ્તક વાંચી ઘણોજ સંતોષ થશે એવું અમારૂં ધારવું છે. ગ્રંથમાલાના ગ્રાહકોને જો આ પુસ્તક સારૂં પસંદ પડશે, તો આજ લેખકને હસ્તે પ્રો. સાહેબની બીજી અલૌકિક કળાઓ ગુર્જર ભાષામાં ઉતરાવી વાચકોને અર્પણ કરવાની ઇચ્છા છે. આ પુસ્તકના પ્રકટન–યોગનું શ્રેય રા. રા. દુર્લભરામ જેષ્ટારામ ભટને ઘટે છે; કારણ કે તેમના જ ઉત્સાહથી આ પુસ્તક લખાયું છે અને પ્રકટ થયું છે.

હવે પછી ગ્રંથમાલાના ચૌદમા પુસ્તક તરીકે કાઉન્ટ ઑફ મૉન્ટિક્રિસ્ટોનો પ્રથમ ભાગ–૫૦૦ પૃષ્ઠનો–જેષ્ટ–આષાઢમાં પ્રકટ થશે;

અને તે પછી તુરતજ ટુંક મુદતમાં તે પુસ્તકના બીજા ભાગો પણ પ્રકટ થઇ જશે. પુસ્તક આખું લખેલું તૈયાર હોવાથી આ પુસ્તક બીલકૂલ અધુરૂં રહેશે નહિ એની વાંચકોએ ખાત્રી રાખવી.

વળી શરદ્‌બાબુનાં પુસ્તકો વાંચકોને ઘણાંજ પસંદ પડતાં હોવાથી અમોએ તેઓશ્રીનું બીજું એક નવલકથાનું પુસ્તક–"શ્રીકાન્ત" તૈયાર કરાવવા માંડ્યું છે અને તે લખાઈ તૈયાર થઇ જવા પણ આવ્યું છે. વાંચકોનો ગ્રંથમાલાને ઉત્તેજન આપવાનો ઉત્સાહ ચાલુ રહેશે તો તે પણ ટુંક મુદતમાં પ્રકટ થશે.

અંતે આ પુસ્તકના અનુવાદક રા. રા. **ધીરજલાલભાઇનો** આ પુસ્તક લખી આપવા બદલ, તથા **વસંત** પ્રેસના માલીક રા. રા. **ચીમનલાલભાઇનો** આ પુસ્તક ઘણીજ ટુંક મુદતમાં છાપી આપવા બદલ અમો આભાર માનીએ છીએ.

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી

મૂળ લેખક પ્રૉ. બેઈન સાહેબની

# પ્રસ્તાવના

માયાના મંદિરરૂપ આ અવનિ, જ્યાં શંકા, મોહ, ભ્રાંતિ, અવિદ્યા, આદિ સત્વો સર્વવ્યાપી થઇ રહ્યાં છે, ત્યાં માત્ર થોડાંજ સત્યો એવાં છે જે શંકારહિત સિદ્ધાંત તરીકે સ્વિકારી શ કાય; અવિદ્યાના આવરણમાંથી નિશ્ચિંતપણે બચેલાં કહી શકાય. દૃષ્ટાંત તરીકે 'બે સીધી લીટી જગ્યા આંતરતી નથી.' આ એક સ્થાપિત થયલો જાણીતો ભૂમીતિનો સિદ્ધાંત છે. વળી કેટલાક પંડિતોએ બહુજ હિમ્મત ધરી એક એવો સિદ્ધાંત રજુ કર્યો છે કે 'બે શરીરો એકી વખતે એકજ જગ્યા રોકી શકતાં નથી.' હિન્દુસ્તાનમાં હિન્દુઓ જાણે છે તેમ યૂરોપમાં આપણે હજુ ખરી ખાત્રીથી જાણતા નથી કે "બે આત્માઓ એકી વખતે એકજ શરીરધારી થઇ શકે નહી." પુસ્તકોમાં આ સિદ્ધાંત આવા સ્પષ્ટ શબ્દોમાં કહ્યો છે એવું કાંઇ છેજ નહી, પણ પ્રેતાવાહનના ચમત્કારિક

સિદ્ધાંત અથવા તો એક જીવાત્મા પોતાનાથી અન્ય એવા બીજા ખોળીઆમાં થોડો વખત પ્રવેશ કરી શકે છે, એવી જાતની બધી પ્રચલિત વાતોમાંથી તારવી કાઢેલું આ એક સત્ય છે, એટલે તે માન્યા શીવાય ચાલે તેમ નથી. દષ્ટાંત તરીકે મહાન શંકરાચાર્યને પણ પોતાનાથી અન્ય એવા બીજા ખોળીયામાં પોતાના આત્માને પ્રવેશ કરાવવાની જરૂર પડી હતી. એક ખોળીઆમાંથી તેમાં રહેલો આત્મા જ્યાં સુધી ખસે નહી, તેમાં વસેલો આત્મા બહાર નીકળી જાય નહી, ત્યાં સુધી બીજો આત્મા તેમાં પ્રવેશ પામી શકે નહી આ ચોક્કસ સિદ્ધાંતની વાત છે. ( કવીઓ કેટલીક વખત એક દેહમાં બે આત્માની વાત કહે છે તે તેમને કવી તરીકે મળેલી સણંદનો-પરવાનાનો ખોટો અને દોષપાત્ર ઉત્પ્રેક્ષાવાળો દુષ્ટ પ્રયોગજ છે. જેવી રીતે તેઓ સ્થિર ધરતીને ઓગળી જતી વર્ણવે છે અથવા તો 'આકાશ કુસુમ' કે 'શશશૃંગ' જે તમામ વિજ્ઞાનીઓ જાણે છે તેમ સત્યથી તદ્દન વેગળી વાત છે તે લખે છે, તે બધા કવી તરીકેની ખોટી છુટ લીધાનાં દ્રષ્ટાંતો છે જે બીલકુલ મનાય તેમ નથી. ) અને તેથી કોઇ શરીરને આત્મા વગર ખાલી રહેવું એ અત્યંત ભયંકર બીના છે. ખાલી ખોળીયું એ બીજા આત્માને લલચાવનારી સ્થિતિ છે. તેમાં બીજા આત્મા હક નહી છતાં દાખલ થઇ તે ખાલી ખોળીઆના ધણીરણી થઇ બેસે છે. પણ આ રીતનું અન્ય ખાલી ખોળીઆમાં પ્રવેશ કરવાનું જ્ઞાન તેને હોવું જોઇએ. સારી વાત એટલીજ છે કે એવું જ્ઞાન એ સામાન્ય વાત નથી. હરેક મનુષ્ય બીજાના ખાલી ખોળીઆમાં પ્રવેશવાની શક્તિ ધરાવતો નથી. હજુ સુધી આવી મુદ્દાની ઉત્તમ વાતો નિશાળે નિશાળે શીખવાતી નથી; છતાં નકામી ઘણી ઘણી વાતો તો ત્યાં શીખવાય છે ખરી. કેળવણી ખાતાને આ કેટલી શરમાવનારી હકીકત છે? હશે, ધૈર્ય ધારો!

આ સ્થિતિ પ્રાપ્ત કરવાના શિક્ષણની રાહ જોવી એજ હાલ આપણે સારૂ ઉત્તમ વાત છે. એવા શિક્ષણનો સમય પણ અવશ્યે આવવોજ જોઈએ.

અને જ્યારે આવાજ વિચાર આપણા આગળ રજુ થાય છે ત્યારે કહેવું પડે છે કે પાશ્ચિમાત્ય પ્રજાજનો, પોતાનાજ ધર્મના સિદ્ધાંતો કયાં પૂરેપૂરા યથાસ્થિત જાણે છે કે સમજે છે. અવતારનો ધાર્મિક વિચાર પણ પશ્ચિમમાં, પરદેશી જેવો, શુષ્ક, વિચિત્ર, પોતાની જન્મભૂમિથી, સ્થાનથી અને વાતાવરણથી ભ્રષ્ટ થયેલો લાગે છે. પુરાણી ભારતભૂમિમાં અવતારો અસંખ્ય છે. સારા નરસા બન્ને પ્રકારના છે. વર્તમાનમાં જણાય છે, ભૂતકાળના ઇતિહાસમાં લખાઇ ગયા છે અને ભવિષ્યકાળમાં પણ તે જરૂરથી થનારાજ છે. ત્યારે હવે ઉલટી વાત મનાય પણ શી રીતે ? દેવોની હયાતી, એ વાતને ન માનનારના વિચારને ઘડીભર કોરે મુકયા માનીએ; તેઓ માનવ સૃષ્ટિ સાથે પોતાના હિત સંબંધ ધરાવે છે, માનવ સૃષ્ટિની તેમને દરકાર છે, એ કબુલ કરીએ, તો તો પછી એમ સ્હેજ નકી થઈ શકે કે એકજ જન્મ, એકજ અવતાર દેવતાઓ ધારણ કરે તે વાત તદ્દન અસંભવિત, અપુરતી, અયોગ્ય, અમાનનીય અને બીલકુલ બેવકુફી ભરેલીજ લાગે. આ રીતે એકજ નહી પણ જ્યારે જ્યારે જરૂર જણાય ત્યારે ત્યારે અનેક અવતાર થવાજ જોઇએ.સાથે સાથે આ સિદ્ધાંત પણ ખરો છે કે 'પ્રભુ મનુષ્યાવતાર સાધારણ નજીવા પ્રસંગ સારૂ ધારણ કરે નહી.' જ્યારે જ્યારે ખરી જરૂર અને ઘણી અગત્યતા જણાય ત્યારે ત્યારેજ અવતાર ધારણ કરે. સમય ન હોય તો તેના આવવાનું પ્રયોજન શું ? વળી એવું કેમ ધારી શકાય કે એકજ અવતારથી બધુંજ કાર્ય થઇ શકે. ભારત ભૂમિના આર્યો આ પ્ર-

માણે ધારતા નથી. તેમના અપૂર્વ ગ્રંથ ભગવતગીતામાં જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય ત્યારે ત્યારે અવતાર લેવાનું મહાન શ્રી કૃષ્ણે વચન આપ્યું છે. તેઓના આ વિચાર સામે પ્રશ્ન કરી શકાય તેમ છેજ નહી. એકજ અવતાર એ બુદ્ધિગમ્ય વાત નથી. અને ખરેખરી રીતે જોતાં જે જે વાર પુરુષોએ માનવજાતની અણી વખતે-ખરી ભીડ વખતે સેવા કરી છે, તે તે તમામ પુરુષો અવતારી પુરુષોજ છે. એવા અવતારી પુરુષો કયાંતો પૂર્ણ પરમાત્મા અથવા તો તેઓના માનવા પ્રમાણે અંશાવતારી પણ હોઈ શકે છે. મનુષ્યે મનુષ્ય જાતની સેવા કરવી એ ઉત્તમોત્તમ ધર્મ છે એમ પૂર્વે 'પ્લીની' પણ કહી ગયો છે. કેવો પુરાણો ડાહ્યો સિદ્ધાંત ! આવી રીતે ધર્મ આપણા જીવનને આંતરી લે છે, છાવરી લે છે, આસપાસ ફરી વળે છે અને તે વળી જુદા જુદા અંશથી. પણ હાલના સમયના સુધરેલા જંગલી-પણાની જડબુદ્ધિ, આવી આવી ઉત્તમ વાતો જુની વસ્તુના જડ સંગ્રહસ્થાનમાં પુરી રાખવા યોગ્ય ધારે છે. તેને જાણે જુના શણ-ગારનો સામાન હોય એમ ગણે છે. માત્ર રવિવારેજ તે જોવા જેવો ગણે છે. અને જેના વિના જીવન નકામું છે, જે જીવનની સાર રૂપ છે, તેમાંથી જીવનનું તત્વજ ઉડાવી દે છે. સૃષ્ટિની સર્વોત્તમ ભૂમિ ભારત ત્યાં આમ કદી મનાતું નથી. દરેક વાત પછી તે યક્ષ–કિન્નર-અપ્સરા કે વનદેવતાની હોય, તેને ધર્મનું આવરણ હોય છે. ધર્મ શીવાયની વાત જ ત્યાં સમજાતી નથી, જોવાતી નથી કે લોકના મનમાં ઉતરતી નથી. આ વાતની પશ્ચિમને જરા પણ ગમ નથી. ધર્મ શીવાયના અર્થને લગતી બધી વાત ત્યાં સારી રીતે સમજાય છે. યૂરોપમાં ધર્મની ને સંસારની વાતોની સેળભેળ થઇ શકતી નથી. વચ્ચે મોટો મહાસાગર આવી જતો હોય તેમ ત્યાં ધર્મ પાછળ હઠે છે. દેવતાને કાંઇ કાળા કોટ, કડક કોલર કે વારનીશના શુઝની

જરૂર પડતી નથી. તે ગમે તે વેશમાં આપણને મળી શકે છે. એમના એક પરમ ભકત કવિ અને શ્રી રામચન્દ્રના અનન્ય ભકતનું વચન નીચે પ્રમાણે છેઃ—

"તુલસી ઇસ સંસારમેં, સબસેં મીલીયે ધાય;"
"કોન જાને કીસી ભેસમેં, રામચંદ્ર મીલી જાય."

પૃથ્વી લીલોતરીથી છવાઇ રહી છે. આકાશ ભુરૂં છે. લોહીનો રંગ રકત છે. સૂર્ય પણ રકતરંગી છે.

**उदये सविता रक्तो रक्तश्चास्तमने तथा ॥**

પ્રાતઃ તથા સાયંસંધ્યાના રંગ પણ રકત જ છે. પ્રેમ, મોહ રાગ એ પણ રકતરંગી છે. સંધ્યાનો સ્વાંગ રકતવર્ણી છે. રાતા વાગામાં જ સંધ્યાની શોભા છવાઇ રહી છે. પુપાની ચંદ્રકળા જેવી રીતે **रागोदधिदुग्धा** દ્વિ–અર્થી છે,તેવીજ રીતે સંજોગવશાત્ અંગ્રેજી સંધ્યાવાચક શબ્દ 'ઇવ' પણ દ્વિ–અર્થી છે. તે સંધ્યા સમયની શોભાનો વાચક છે તેવી રીતે અનંતકાળના સ્ત્રીત્વનો પણ વાચક છે. તે સંધ્યા કે સ્ત્રીત્વ કે શું દર્શાવે છે તેના અર્થ સંબંધે ચિત્ત આ બે અર્થો વચ્ચે ઝોલાજ ખાયા કરે છે! ઘડીકમાં પ્રગટ થતી, ઘડીકમાં લુપાતી છુપાતી, સાંજના વિધવિધ રંગોની શોભા, અને અતિશય ચંચળ સ્ત્રી સ્વભાવને દર્શાવનારો આવો એકજ શબ્દ બનાવવનારને પણ કેટલા ધન્યવાદ ઘટે છે! વિધ વિધ રંગે, વિધ વિધ તરંગે ચમકતો કવિનો મધુરો સમય પણ સૂર્યાસ્તનો જ છે. જ્યાં ચંદ્રની નવી કળા પણ ઘડીક થંભી જાય છે, તે જ પ્રેમનું બીજ છે.

રશીઅન ભાષામાં તેમ ઘણી ખરી આર્ય ભાષામાં સંધ્યા-ઉષા પ્રેમના દર્શક શબ્દોવડે બોલાય છે. ભલભલાની ખુમારી ઉતારી દે એવી સંધ્યાની જાદુગરી ઇન્દ્રજાળ સામે, દેદીપ્યમાન શુક્રતારાની જ્યોતિ સામે, કોણ ટકી શકે તેમ છે? સંધ્યાનું દર્શન કોના ચિત્તને હલમલાવતું નથી? કોનું ચિત્ત ચંચળ કરતું નથી? સંધ્યાનો સ્વાંગ કોણે સજ્યો નથી? પેલા બીચારા બુઢ્ઢા બાવા 'આદમ'ના શું આપણે અંશી નથી? ઇવની લાલચમાં લપટાવાથી જ તે કાંઇ બીચારો બન્યો નથી. (લાલ સુંદર ફળથી તેમ બને તેમાં કાંઇ આશ્ચર્ય નથી.) પોતાના ભોળપણાનો વાંક તેણે ઇવના ઘાટદાર ખોલેલા સ્કંધ પ્રદેશ ઉપર ઢોળી પાડયો નથી. તે બુઢ્ઢા બાંકે બીહારી બોલેલા કે 'ઇવે' મને લલચાવ્યો. એ બુઢ્ઢા બાવા 'આદમ' ના જોડામાં (જો કે તેને જોડા હતા જ નહી) આપણે પગ ઘાલીએ અથવા એનીજ જગ્યાએ આપણે હોઇએ તો કદાચ જુદીજ રીતે વર્તીએ. આપણે કદાચ મુદ્દાના માણસનેજ પકડત અને બોલી ઉઠત કે હે સૃષ્ટા! તારી સૃષ્ટિની રચનાને જ વંદન હો! તેં તારૂં કર્તવ્ય ઘણી દક્ષતાથી કર્યું છે અને કોણ જાણે છે કે 'ઇવં' જેવા તારી કળાના ઉત્તમ નમુનાને, મને ઉલટો ચલાવવા-મારી બુદ્ધિને આડે રસ્તે દોરવાનું જે કારણ મળ્યું હોય, તેનો તારા કરતાં સારી રીતે જાણનાર બીજો કોઇ નથી? તારી સર્વ કળાની આવીજ ખુબીઓ છે. મારા ઉપર કે ઇવનાં ઉપર બન્નેમાંથી કોઇ ઉપર એ વાંકનો બોજો હોવો ન જોઇએ. જાળ પાથરી જાળમાં સપડાનાર માછલીનો વાંક કાઢનાર તું માછીમાર જેવો જ છે. આને નહી તો પછી અન્યાય કહેવો કોને? ઓ યહોવા! ઓ ઇસુ! આ તને શોભાભર્યું છે? ભારતભૂમિના ભોળા દેવ, જેની ભુખરી જટામાં ચંદ્ર ભિરાજે છે તે પોતાના ભકતો સારૂ આવી જાળ કદી પાથરેજ નહી.

આ પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં એક બીજી અગત્યની વાત કહેવાની જરૂર છે. હાલનો કાળ વિચિત્ર છે. દુનીઆ ઉપરના અતિ મહાન વિગ્રહના પ્રચંડ આપત્તિકાળના સમયમાં આપણે વસીએ છીએ! હાલમાં શૂરવીર ન થવું, સિપાઇબચ્ચા ન બનવું, લડવઇઆ થઈ હરોલમાં દાખલ ન થવું, અને દુનીઆદારીની બીજી નજીવી વાતોમાં મનને રોકી રાખવું એ ખરેખર પાપરૂપ છે. હે સિપાઇ બચ્ચાઓ! હે શુરવીરો! તમને ધન્ય છે! સહસ્રવાર તમને ધન્યવાદ ઘટે છે! શત્રુઓના નિડરપણે સામી છાતીએ ઘા ઝીલનાર! હે શુરવીરો! તમને ખરેખર હજારો હજાર ધન્યવાદ છે!! ત્યારે આપણા વહાલામાં વહાલા દેશ સારૂ જેણે પોતાનાં શિર ઝોકાવ્યાં છે, સમરાંગણો દીપાવ્યાં છે, જેઓ હાલ રણભૂમિ સેવે છે, જેઓ વીરભૂમિમાં ઉતરવાની તૈયારી કરી રહ્યા છે,એવા શુરવીર સિપાઇબચ્ચા કે આના વાંચનાર સમક્ષ આવા સમયમાં, આવી અલ્પ,કવખતની અપ્સરાની કે નાગકન્યાની વાર્તા રજુ કરવી, અને તે પણ પૃથ્વીના ઇતિહાસની ભયંકરમાં ભયંકર લડાઇ વખતે જ! તે સારૂ બ્હાનું પણ શું બતાવવું? તે સારૂ ક્ષમા પણ શી માગવી?

એક સમય જ્યારે હું મારી એક કળા પુરી કરી તે ઉપર નજર નાખતો ધૂમ્રાચ્છાદિત મહાબલેશ્વરના એક રમણીય પર્વતપ્રદેશ ઉપર એકાંતમાં બેઠો હતો, ત્યારે મહાન કવિ વર્ડસવર્થ (**शब्दप्रमाणसूरि**) માફક મારી કલમ હાથથી એકાએક સરી ગઇ: આસપાસ પ્રસરી રહેલા પવનના સુસવાટાને સાંભળવા કાન સરવા થઇ ગયા; પુષ્કળ મહાન વૃક્ષો તેની ગગનચુંબી શાખાઓ તથા એકબીજાથી લંબાકમાં વધવા સરસાઇ કરતી અને એકબીજાને ભેટવા તત્પર થઇ રહેલી ડાળીઓ સહિત ચોગરદમ પથરાઇ ઘાટી

છાયા કરી રહ્યાં હતાં. વૃષ્ટિ તો જાણે ત્યાં સહકુટુંબ સહપરિવાર વાસો વસવા જ આવી હોય તેમ મુસળધાર પડતી. આ પર્વત જાણે તેનું પીયર હોય તેમ ધાઇ ધસી આવતી જ રહે. કાંઇ પણ શરમ કે સંકોચ વગર એકસરખી પડયા જ જાય. દુરથી જળ ભરી લાવેલાં મેઘરૂપી વાસણો અહીં બધાં ઠલવાઇ જ જાય. વૃષ્ટિના પાણીનો ત્યાં પાર જ નથી. વૃષ્ટિ વખતે આ ડુંગરની શોભાની શી બલી-હારી ! એ અલૌકિક શોભા નિહાળવા થોડા જ હિંમત ધરી શકે. તમામ વૃક્ષો લીલીછમ લીલથી આચ્છાદિત થયલાં હોય, તેની છાલ પણ લીલથી છવાઇ રહેલી હોય, વૃક્ષોનાં થડો પણ લીલાં જ વસ્ત્રથી સજ્જિત થઇ ઉભેલાં દેખાય, અને જાણે બધું જ લીલા ગાલીચાથી ઢાંકી દેવામાં આવ્યું હોય, લીલી ચાદરો જ બધે બીછાવી દીધી હોય, લીલા વાગા તમામ વસ્ત્રોએ સજી દીધા હોય, અને આ બધી તૈયારી વૃષ્ટિરૂપી રાણીને આવકાર આપવાને થતી હોય, એમ સર્વ સ્થળે જ્યાં જુઓ ત્યાં લીલોને લીલો જ દેખાવ નજરે પડે. ભૂમિ પર્ણોથી છવાઇ રહેલી, ઢીંચણ ઢંકાય એટલા ઉંડાં પર્ણો પથરાયલાં, કોઇ કોઇ સ્થળે અંદરથી જાણે નાગ ડોકીઆં કરતા હોય; ફણા માંડી બેઠા હોય તેવા ફુલોના છોડો બહાર ફુટી નિકળી સુંદરતામાં અલૌકિક વધારો કરતા હોય. એ પુષ્પવાળા છોડોની ધોળી વિચિત્ર સુંદર ફણા, સીધીસટ, નાજુક, શરમાળ, ઝાંખાં રક્તરંગી થડ ઉપર થડ ઉપર ઠરેલી, તેથી એની રમણીયતા વળી ઓર ખુબી ધરતી. એ ફણા પોતાની શોભા આસપાસ ઉગેલી દરેક ચીજથી અલગ, નિરાળી જ દર્શાવતી ઉપર તરી રહેતી. જેણે આ ફણા જેવાં ફુલોની શોભા જોઇ નથી તે તેનું વર્ણન કે શોભા શી રીતે સમજે કે કહી શકે. જ્યાં કોઇના પગનો સંચાર પણ નથી, જે સ્થાને કોઇ જતું પણ ના હોય, તેવા એકાંત શાંત સ્થળમાં તેના પોતાના જ

ભૂતથી તે જગ્યા ભૂતનું સ્થાન હોય તેવી જણાતી. તે સ્થાનને જોવાથી જ તેને જાણી શકાય, તેને ઓળખી શકાય, અને ત્યાં ઉભા ઉભા જ તેના દર્શનથી જ મનમાં કાંઇ કાંઇ વિચારો ઉભરાઇ જાય; શરીરે કાંઇ કાંઈ લાગણીઓ થઇ જાય. સ્થાનથી ભ્રષ્ટ થતાં તેની તમામ ખૂબી જતી રહેવાની. એ જ તેનો–તે સ્થાનનો મહિમા. તેને સ્પર્શ કરવાથી પણ જાણે તેમાં કાંઇક ખોડ આવી જાય એવી તેની દિવ્યતા. ભીનું જંગલ, લીલી વનસૃષ્ટિ એ જ એનું મંદિર. રાતી માટીની વાસના એ જ માત્ર એની સાથી, સહચરી. એની બીજી બેનપણી તે લીલાં વૃક્ષો–ડાળીઓ–પર્ણો ઉપર બાકી રહેલી જળ-બિંદુની કણિકા, જે હીરા ટાંગ્યા હોય એમ જણાતી; અને જે પવનથી એ ફણા પર સરી પડતાં હીરાની માળા જેવી જણાતી.

આવા નિઃશબ્દ અને એકાંત વાતાવરણમાં અને જંગલની અવાચ્ય શાંતિ ભરેલા સ્થળમાં, ટેકરીઓના મધ્ય ભાગમાંના ખુલ્લા પ્રદેશમાંથી હું જોતો હતો. મારી દૃષ્ટિ પશ્ચિમ સમુદ્ર તરફ ખીણમાં ધસડાતા, આઘાપાછા થતા, અને નીચાઉંચા ચઢતા ધૂમથી ઉપર થઇને ગઈ. મને કાંઇ કાંઇ વિચાર આવવા લાગ્યા. એવું તો નહિ બનતું હોય કે આજ પળે ચાલુ ગર્જનાભર્યા ભયંકર ગોળાઓ પશ્ચિમની રણભૂમિમાં ગગડી રહ્યા હશે? ત્યાં પ્રજાઓનું ભાવી કાળના ત્રાજવામાં ધ્રુજતું ધ્રુજતું તોળાઇ રહ્યું છે. તે વીરભૂમિના સ્થાનથી ઘણે દૂર, જેને તેની વય તથા કર્તવ્યતા રોકે, બાંધી રાખે, જકડી રાખે, તેણે શું સહાય કરવી ? શું એવા દૂર રહેલાઓ અક્રિય છતાં કાંઇ સેવા કરી ન શકે ? સ્થિર હાથ જોડી બેસી રહ્યા શીવાય તેમનાથી બીજી કાંઇ સેવા ન થઇ શકે ? તેઓ માત્ર શાંતિથી પરિ-ણામની જ રાહ જોયા કરે ? અંત શું આવશે તેની જ આકાંક્ષા

રાખ્યા કરે? આ શું સ્વપ્નનો કાળ છે? આ વખતે ખરી કર્તવ્યતા તો એ જ છે કે ત્યાંની ખાઇઓમાં લડનારાને મદદ કરવા, બહાદૂર નરવીરોની–શુરવીરોની–સીપાઇ બચ્ચાઓની ટુકડીઓ ને ટુકડીઓ અહીંથી મોકલવી. એકદમ ત્વરાથી આવી મદદ ત્યાં મોકલવી એ જ અત્યારના ઉગ્ર કાળની ઉત્તમ વાત છે. મગજને કસી રહેલા આ કપરા પ્રશ્નનો ઉત્તર મને ઘડી પછી મળ્યો. સ્વપ્નું પણ એ વાતને સહાયક કેમ ના થઇ શકે? તે પણ કેમ ઉપયોગી ન થઈ પડે? રાજદ્વારી પ્રપંચો, ખટપટો, ગુન્હાઓ, ખુનો–વિશ્વાસઘાત–દગા–આદિના વિચારોમાંથી રોકી રાખેલી થોડીક પળો નિર્દોષ માયાના ચહાનારાઓને ખરેખરા લાભની છે. રાજદ્વારી પુરુષોએ તથા વિદ્વાનોએ રમુજી વાંચનને, કોઇ કોઇ વખત કથેલી વિનોદી વાર્તાઓને તુચ્છકારવી નહી. મહાન્ ગ્રીક કવિ હોમરે જ્યારે બ્રહસ્પતિ અને બીજા દેવતાઓને ભયંકર ખુનામરકી અને ત્રાસદાયક લઢાઇમાંથી પાછા ફરતા વર્ણવ્યા છે, ત્યારે તેમને નિષ્કપટી શાંત 'ઇથોપીઅન' જે બધી પ્રજાથી અલગ અને વેગળા રહેતા હતા તેમની મુલાકાતે મોકલ્યા છે. સમુદ્રના સામા છેડાના પ્રદેશમાં પ્રભુ માત્ર જાણે છે કે અત્યારે જુદા જુદા રાજદ્વારીઓ વચ્ચે કોઇ પ્રકારના સંદેશા કે વિચારોની આપ–લે ચાલે છે કે તેઓ માત્ર ઉંદર મામાનીજ વાતો સાંભળે છે?

ત્યારે તો ચંદ્રની આ નાનીશી કળા તેની બીજી બેનોની માફક કોઇ ઘાયલ થયલા વીરને એક ઘડીક પણ તેનું દુઃખ વિસરાવવામાં મદદગાર થઇ પડે તો તો આ નિર્દોષ અને શાંત 'ઇથોપીઅન' જે લઢાઇની ભયંકર ગર્જના અને ગભરાટના પ્રદેશથી ઘણો દૂર છે તે તો તેના કામનો બદલો મળી ગયેલો સમજશે; તેનો

# નવા અવતારનું પ્રયોજન

પ્રો. એઇન સાહેબના Livery of the Eve–સાંજના સ્વાંગનો–આ અનુવાદ છે. મૂળ સંસ્કૃત હસ્તલિખિત પ્રત ઉપરથીઅંગ્રેજીમાંઉતાર્યાનું તેઓ સાહેબ જણાવે છે.મૂળ સંસ્કૃત ઉપરથી સીધેસીધું ગુજરાતીમાં ઉતારવાની તક મળી હોત તો તો આ અવતરણ આથી વધારે સુંદર ભાષામાં લખાયું હોત. પરંતુ મૂળ સંસ્કૃત માત્ર પ્રોઃ એઇન સાહેબને જ ખબર હોવાથી અને તે હાલ મળી શકે તેમ ન હોવાથી તેમના અંગ્રેજી લેખને જ આધાર ગણી આ અવતરણ કરવામાં આવ્યું છે. તેથી વાંચનારને આમાં અગ્રેજીની છાયા જણાય, તે ખામી ખોડ તરફ ન જોતાં એ બાબત આ લેખકને જ જવાબદાર ગણી લેવા. વળી ભાષાંતર તે ભાષાંતર જ, અને આ તો વળી ભાષાંતરનુંએ ભાષાંતર. એક પેઢી ઉતરેલું. આ કાંઇ મૂળ સંસ્કૃતને વિસારે પાડે તેવું, કહાન કનૈયાનું કથાનક કે રા. રા. સાક્ષરશ્રી કેશવલાલભાઇનું "**गीतगोविंद**" જેવું કથાનક નથી. પ્રોઃ મેક્ષ મૂલર જેણે મૂળ સંસ્કૃત ઉપરથી અત્યંત શ્રમ લઇ ઋગ્વેદનું ભાષાંતર કર્યુ છે તેણે યથાર્થ જ કહ્યું છે કેઃ—

It is almost difficult, any, sometimes impossible to render thought by thought, the easy it might be to render word by word."

" શબ્દે શબ્દનું ભાષાંતર કરવાનું સરળ હોય, પરંતુ એક ભાષાની વિચારશ્રેણિ અન્ય ભાષામાં ઉતારવાનું કાર્ય અત્યંત કઠિણ અને પ્રસંગે ન બનવા જેવું છે. "

આ બાબતમાં આ ઋષિ જેવા સંતજનનો અભિપ્રાય છેલ્લો ગણી શકાય. કેશવલાલભાઇ જેવા અપવાદ માત્ર ગણી શકાય. તેમનો પોતાનો અભિપ્રાય પણ કદાચ ઉપલા અભિપ્રાયને પુષ્ટિ જ આપે.

આટલી પૂર્વવાત કરી આપણે આપણા હેતુ તરફ આવીએ. વાત એમ બની કે હું વીરમગામ આવ્યા ત્યારપછી થોડા સમયમાં ત્યાં રા. રા. દુર્લભરામ જેષ્ટારામ ભટ્ટ પણ એકસ્ટ્રા અવલકારકુન નીમાયા. તેમને પુસ્તકનો તેમ વાંચનનો અત્યંત શોખ. દરેક નવનવાં પુસ્તકો સંબંધી જાણવું, તે મેળવવા અને વાંચવાં. તેઓ પણ જાતે સારા લેખક અને એક વખત કવિ પણ હતા. હાલમાં જો કે એ બધો વ્યવસાય તેમણે ઓછો કરી નાખેલો છે, છતાં એવી પ્રવૃત્તિમાં એમનો રસ ઘણો ઉંડો છે. પુસ્તકો જાતાં જોતાં બેઇન સાહેબના કેટલાક ગ્રંથો ગુજરાતીમાં ઉતારેલા એમના જાવામાં આવ્યા અને તેથી તે સાહેબના તમામ ગ્રંથો ગુર્જરગિરામાં ઉતરાવવાની અભિલાષા, જીજ્ઞાસા એમના અંતરમાં ઉત્પન્ન થઇ. પોતાની ભૂમિના જે વાંચનારાઓ અંગ્રેજીથી અજ્ઞાન હોય તેવાઓના લાભ સારૂ એ કૃતિઓ ગુર્જરગિરામાં ઉતરે એ એમની મહાન ઇચ્છા થઇ પડી. એમનો મને ઘણો સમાગમ હોવાથી એમની એ ઇચ્છા તેઓ વારંવાર મારા આગળ દર્શાવતા. એમના એ વિચારને પુષ્ટિ આપવાની મારી વૃત્તિને એમણે ઉશ્કેરી, લલચાવી અને દોરી. મને જો એ સાહેબની એકાદ ચંદ્રકળા મળી જાય, તો તેની મધુરી શીતળ ચંદનીમાં હું પણ સ્નાન કરૂં, તેના મધુરા રસનું આસ્વાદન કરી પવિત્ર થઇ બીજાને પાવન કરવા યથામતિ પ્રયત્ન આદરૂં, એવી મારી ઇચ્છા તેમણે જાણી લીધી. એમના ખંતિલા સ્વભાવને સારૂં આટલી જ હકીકત બસ થઇ પડી. થોડા વખત સારુ તેમની ભરૂચ મ્યુનીસીપાલીટીના આંકણી કામદાર તરીકે નીમણુંક થઇ હતી અને સને ૧૯૨૪ની નાતાલમાં અમે મળવાનો યોગ રાખેલો હતો. ભરૂચથી પાછા ફરતાં મારે વડોદરે ઉતરવાનો યોગ હતો. તેઓ પણ મારી સાથે વડોદરે આવ્યા

અને વટપુરના પ્રખ્યાત સંસ્થાનના અતિ પ્રસિદ્ધ અને ભારતભૂમિમાં આદ્રતીય એવા 'કેન્દ્રસ્થ ગ્રંથસંગ્રહાલય'માં યોગ્ય પ્રમાણપત્ર લઇ પહોંચ્યા. બેહન સાહેબની બે કળાઓ ત્યાંથી મળવી લીધી. તેમાંની એક જે મને આપી તે જ આ Livery of the Eve.

આ બે કળાઓ પૈકી એક એમની સાથે પતિતપાવની નર્મદા ભૃગુપુર સીધાવી તથા બીજી મારી સાથે વીરમગામના ઐતિહાસિક સ્થળે આવી. ત્યારપછી બીજો વ્યવસાય હોવાથી થોડો વખત આ પુસ્તક એમનું એમ પડી રહ્યું છતાં રા. દુર્લભરામની ઇચ્છા મન-માંથી ખસી નહોતી. પાસેની જ ચન્દ્રકળાની શીતળ ચાંદનીમાં શાંતિ મેળવવાની ઇચ્છા કોણ દૂર કરી શકે? એક વખત એ અંગ્રેજી ગ્રંથ પુરેપુરો વાંચી ગયો. વાંચતાં કેટલી મુશ્કેલી ગુજરાતી અવતરણ કરવામાં નડશે તેનો કાંઇક ખ્યાલ આવ્યો. તે છતાં અંતરની ઇચ્છા આરંભેલું કાર્ય પુરૂં કરવા તરફ વળી. શરૂઆત તરતજ કરી દીધી અને જેમ બને તેમ એ કાર્ય જલ્દી પુરૂં થાય તેવી વૃત્તિ થઇ. કાંઇ નાનાં નાનાં વિઘ્નો નડયાં પણ ખરાં. તેમાં મકરસંક્રાંતિની આ વખ-તની અતિશય થંડી પણ તેમાં મદદરૂપ થઇ પડી. આ વાતની દરકાર ન કરતાં અંતરવૃત્તિ મિત્રને અપાયલા વચનની વળગી રહી. તેની સહાયવડે જે કાર્ય બની શક્યું તે આ વાંચનારની સમક્ષ રજુ થાય છે. કહેવાની મતલબ એટલી છે કે આ પ્રયાસનું સઘળું માન મારા મિત્ર રા. દુર્લભભાઇને જ પુરેપુરૂં ઘટે છે. એમની ખંત વગર આ પુસ્તક મારા હાથમાં આવત નહી, કે ચાલી ચલાવી મારી વૃત્તિ આ પુસ્તક લખવા તરફ પ્રેરાત નહી.

આટલી આત્મકથા, કર્મકથા, પછી આ વિનોદવાર્તા, ચંદ્રકળા સંબંધી બે બોલ કહેવા યોગ્ય છે. પ્રો: બેહન સાહેબ પોતાના ગ્રંથની જે પ્રસ્તાવના લખી છે તે પાશ્ચિમાત્ય જનો સારૂ છે. તો આપણી ગુર્જરગિરાના વાંચકગણ સારૂ કાંઇ લખવાની ઇચ્છા એમને એમ કદાચ મને ન થાત, પરંતુ માનવસ્વભાવ જ જોઇ જાઇને શીખવાનો, અનુકરણ કરવાનો છે. નાના બાળકથી તે મોટામાં મોટા મનુષ્યો આ

વૃત્તિને પોષણ આપતા જણાય છે. તે પ્રમાણે પ્રો: બ્રેઇન સાહેબની પ્રસ્તાવના વાંચી મને પણ કાંઇક લખવાનું મન થયું.

પ્રો: બ્રેઇન સાહેબની કૃતિઓનો જેને પરિચય છે તેઓ તો સારી પેઠે જાણે છે કે તેમની બધી વાર્તાઓનાં મૂળ સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથ છે. આમાં શંકાને સ્થાન નથી છતાં કેટલાકનો સ્વભાવ જ સંશયી હોય છે. તેવાઓને **संशयात्मा विनश्यति** આ સિદ્ધાંત સંભળાવી આગળ વિચરીશું.

પ્રો: બ્રેઇન સાહેબની મૂળ સંસ્કૃત ઉપરથી લખાયેલી આ ચંદ્રકળામાં શું આવનારૂં છે તે બધું આ સ્થળે કહેવામાં વાંચનારના જીજ્ઞાસા રસને દ્રવતો અટકાવવાનો દોષ વહોરવાનું પ્રાયશ્ચિત્ત લાગે તેમ છે; તે સારૂ તો તેણે વાર્તાના પ્રવાહ તરફ જ જવું રહ્યું. માત્ર તેની દિવ્યતા, સુંદરતાની ઝાંખી કરાવી તેના જીજ્ઞાસારસને ઉશ્કેરવો એટલું જ કર્તવ્ય પ્રાપ્ત થાય છે. વાંચનારની જીજ્ઞાસાવૃત્તિને અત્યાર-સુધી બે પ્રતિબંધે રોકી રાખી છે. એક પ્રો: બ્રેઇન સાહેબની પ્રસ્તાવનાના પ્રતિબંધે અને બીજા આ પ્રતિબંધે. આ પ્રતિબંધ-માંથી વાંચનારને મુક્ત કરવા ટુંકમાં જ સમાપ્તિ કરીશું.

પ્રો. બ્રેઇન સાહેબે પોતાની આ કથા ઉર્ફે ચંદ્રકળાનું નામ "લીવરી ઓફ ધી ઇવ" સાંજનો સ્વાંગ કે સંધ્યાનો વાગો એવું રાખ્યું છે. એમાં ખાસ કરી તેમનો ઉદ્દેશ સંધ્યાના સોનેરી રાતા રંગ તરફ ધ્યાન દોરવાનો છે, સંધ્યા રક્તવર્ણી છે. રાગ-પ્રેમ-એ પણ રક્તવર્ણી કહેવાય છે. આપણે ત્યાં કામના સ્વરૂપને શ્યામરંગી વર્ણવેલો છે. મીરાં ગાય છે કે—

શ્યામરંગ સમિપે ન જાવું
મારે શ્યામરંગ સમીપે ન જાવું.

\+ + + +

આ વાર્તાની-કથાની-બીજી અદ્દભુત હકીકત વિષે પ્રો. બ્રેઇન સાહેબે પોતાની પ્રસ્તાવનામાં ઉલ્લેખ કરેલો હોવાથી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. પૃથ્વીપરના સ્વર્ગપ્રદેશ કાશ્મીરના રાજકુમાર હરિસીંગની આંગ્લ લલનાની તથા ઇંદોર નરેશની પ્રખ્યાત ગાનારી

મુમતાઝ બેગમની કહાણીના કરતાં તો આ કથાનકના રાજકુમાર કેશવની નાગકન્યાની વાત, વાંચનાર તું વધારે ઉત્સુકતાથી, રસથી, હોંશથી વાંચજે. પ્રો. બેઇન સાહેબેજ " બે શરીરો એકી વખતે એક જગ્યાએ રહી શકતાં નથી, " " બે આત્માઓ એકી વખતે એક શરીરધારી થઇ શકતા નથી " આવું સૂચન કરી દેહ અને આત્માની ભિન્નતા બાબત ધ્વનિ મુકેલો છે. દેહથી જીવ જુદો છે, જુદો થઇ શકે છે, જુદો થઇ અન્ય સ્થળે વિચરી શકે છે, આવું જ્ઞાન થતાં કોઇ વાંચનારને દેહ માત્ર સાધન છે, અંતરનો ચેતન્ય પ્રકાશ, જીવાત્મા એ કોઇ અલગ વસ્તુ છે, તેને ઓળખવાની વૃત્તિ જાગે, એ દુર્લભ વાંછના એક કોરે રાખી 'કામરૂપ' 'અપરાજિત' છે ને તેમાં શંકર ભગવાનની સહાયની જરૂર છે આટલું જ જ્ઞાન થાય તોપણ આ કથાનું વાંચન સફળ છે.

માત્ર એક નાનીશી સ્વાર્થની વાત કરી વાંચનાર, આ પ્રતિબંધ તારી દૃષ્ટિથી દૂર કરીશું. આ પૃથ્વીપટે આ અવનિમાં, માનવ સૃષ્ટિમાં, આ અજ્ઞાન માનવકૃતિમાં કોઇ વાત દોષથી મુક્ત નથી. આ નિયમને લઇ આમાં પણ તને અનેક દોષો દૃષ્ટિએ પડશે. ત્હારી દૃષ્ટિ તે તરફ ન દોરતાં હંસ–ક્ષીર–ન્યાયે જે ગ્રહણ કરવા યોગ્ય હોય તે તરફ જ દોરજે, તેના ગુણ તરફ જ તારૂં લક્ષ રાખજે. તેથી તને કાંઇ જાણવાનું મળશે, તને કાંઇ જ્ઞાન થશે, કદાચ તારૂં ભવિષ્ય સુધરશે, તારૂં વાંચન તને સફળ થયલું જણાશે. દોષદૃષ્ટિ રાખવી એ દુર્જનનું કામ છે. ગુણદૃષ્ટિ સજ્જન જ રાખી શકે છે. વાંચનાર, તું પણ ત્યારે, સજ્જન જ થજે ને ! ઘડીભર આ વાંચતાં સુધી તો થજે જ થજે ! !

વીરમગામ<br>પોષ કૃષ્ણ નવમી<br>૧૯૮૧

**ધીરજલાલ ચીમનલાલ દેસાઇ**<br>આમોદ

## દૈવી ઉખ્યાણુ

× × × ×

ક્રોધાગ્નિ—જ્વાળ પ્રગટી શિવના ત્રિનેત્રે,
જેણે ખરે મદન બાળીજ ભસ્મ કીધો;
જ્યોતી રહી ઝળકી પાર્વતી ગાલ પ્હાડે,
જેણે વળી વિજસમો ચમકાર કીધો.
તેના સમી હિમમયા શિખરે ઠરેલી,
શોભાભર્યા વિવિધ રંગથકી ભરેલી;
કૈલાસને તજી જતી જરીના જણાયે,
સૂર્યાસ્તના સમયની ધન્ય લાલીમા એ.

× × × ×

પૂર્વે એક સમયને વિષે એવો બનાવ બન્યો કે, પોતાના લગ્નને થોડો સમય વીત્યા પછી એક દિવસ ચંદ્રમાલીશ્વર શંકર ભગવાન હિમસુતા પાર્વતી સાથે, તેના પિતા હિમાલયના તટ પ્રદેશમાં આનંદમાં ગોષ્ટી કરતા બેઠા હતા. તેવામાં વિચારમાંને વિચારમાં

હિમસુતા પોતાની પાસે બેઠેલાં છે તે વાત એકાએક વિસરી જઈ શંકર ભગવાન પોતે ગાઢ સમાધિમાં ચઢી ગયા. આ નીરખી હિમસુતા પણ કલાકોના કલાકો વીતવા છતાં, યજ્ઞદંડની માફક સ્થિર થઇ રહેલા પોતાના સ્વામીને પોતાની સન્મુખ જોતાં છતાં તેમને તેમના ધ્યાનથી ભગ્ન કરી શકયાં નહી, તેમ પોતાની આવી અવગણના પણ સહી શકયાં નહીં. આ પ્રમાણે દિન પછી રજની અને રજની પછી દિન વીતતાં છતાં ભગવાન શંકર જરા પણ હાલતા જણાયા નહી. પ્રકૃતિ તે દરમ્યાન પોતાનું કામ કરતીજ રહી. હિમ ઉપરથી પડતું જ રહ્યું; જાણે શંકર ઉપર અભિષેક કરતું હોય, જાણે સમાધિવશ શંકરના શરીરને પોતાનામાં સમાવી દેવા ઇચ્છા ધરાવતું હોય, અગર તેમના ક્રોધથી બ્હીતું હોય, તેમ નિઃશબ્દ પડયા જ કરતું; તેમને ધ્યાનભગ્ન કરવાની જરા પણ ઇચ્છા ન હોય તેમ ધીમું ધીમું આકાશથી ઉતરે જ જતું. આ પ્રમાણે તેમના શરીરને આચ્છાદન કરી ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પછી તે લગભગ એમની જટાજૂટને ઘેરવા માંડયું; અને શંકર ભગવાન પણ હિમશિખરની ઉપમાને પ્રાપ્ત થવાના હોય એવી દશા થઇ.આ જોઇ પાસે બેઠેલાં ઉમાની ધૈર્યતા ને શાંતિ ટકી શકયાં નહિ. તેમણે આશ્ચર્યપૂર્વક કયારે શંકરભગવાન જાગૃત થાય એવી ઇચ્છાથી એમના સામી દ્રષ્ટિ ફેરવી વિચારવા માંડયુંઃ "મેં ઘણી રાહ જોઇ. હવે મને ઠંડી લાગે છે, એટલે જો હું એમને જાગૃત કરૂં તો એમના કરતાં મને, અહીં એમની સામે આવી રીતે બેસાડી રાખવા સારૂ ગુસ્સે થવાનું ઘણું સરસ કારણ છે. મારી પ્રત્યેની એમની આ રીત ખરે એમનેજ શરમાવનારી છે. હવે ત્યારે વધારે ખોટી થવાનું કારણ પણ શું ? એવું તે એ શું વિચારતા હશે ? શેનું ધ્યાન ધરતા હશે ? અને જ્યારે એમને

એમના ધ્યાનમાંથી હું ના જગાડું તો પછી હું તેમની સ્ત્રી પણ શા કામની ?"

આ પ્રમાણે મનમાં બોલી પાર્વતીજી શંકર ભગવાનના સમાધિસ્થ શરીર તરફ પોતાનો હાથ લાંબો કરી બંગડીયો ખખડાવાની તયારી કરે છે એટલામાં એકાએક તે ચંદ્રમૌલીશ્વર પ્રભુ આપોઆપ ખડખડાટ હસી પડયા. પ્રભુએ હિમસુતા સામી દષ્ટિ કરી અને સર્વ સમજાઈ ગયું. તરત હસીને બોલ્યા: " જુઓ, ત્રિભુવનમાં નારી એ કેટલી વિઘ્ન કરનારી છે ! તેનામાં ધૈર્યતા તો છે જ નહિ." પાર્વતી બોલ્યાં: "ધ્યાનમગ્ન દશામાં હિમથી આચ્છાદિત થઇ તમને કાળનું પણ કયાં ભાન રહ્યું છે ? મને અહીં એકાંતમાં કાંઇપણ ક્રિયારહિત, શૂન્યવત્ બેસાડી મુકી અરે તે વખતે તો જાણે કયારે તમે જાગૃત થાઓ એજ જોવાનું મારૂ કામ થઈ પડયું; અને પ્રત્યેક પળ અનંત યુગ જેવી થઇ રહી." ત્યારે ચંદ્રમૌલીશ્વર પ્રભુ બોલ્યા: "શા કારણથી તું એટલી બધી અધીરી થઇ ગઇ ? શાથી તને કાળ એટલો બધો લાંબો જણાયો ?" પાર્વતીજી બોલ્યાં: "સૃષ્ટિની શરૂઆતથી આજ સુધીમાં કોઇપણ સ્વામીએ પોતાની પત્નીને આવો પ્રશ્ન કદી કર્યો છે ? મારે શા સારૂ અધીરા થવું પડે ? માત્ર તમારાજ સારૂ. તમારા શીવાય એક પળ પણ મને ચેન પડે નહિ." ત્યારે મહેશ્વરે કહ્યું: " પણ હું તો એ બધો વખત તારી સમ્મુક્ષ જ હતો. પછી તારે વધારે શું જોઇતું હતું ? તારે બીજી ગરજ શેની હતી ?" ત્યારે પાર્વતી બોલી ઉઠયાં: "તમારૂં શરીર માત્ર મારી પાસે હતું; આત્મા નહતો. અને દેખાવ એવો થઇ રહ્યો હતો કે જાણે હું મારા સ્વામીને નહિ, પણ માત્ર હિમના ઢગલાનેજ પરણી હોઉં !"

આ વચન સાંભળી શંકર પ્રભુએ પાર્વતીને સાંત્વન કરવા

પોતાની પાસે બોલાવી પોતાના હાથે પોતાને ડાબે ખોળે બેસાડયાં અને બોલ્યા: "ત્યારે તમને પ્રસન્ન કરવા હવે મારે શું કરવું તે તમેજ મને કહો." ત્યારે પાર્વતી બોલ્યાં: "પ્રથમ તો તમે શું ધ્યાન ધરતા હતા તે કહો. તમારા એ ધ્યાનની મને ઘણી ઈર્ષ્યા આવે છે."

મંદસ્મિત કરી મહેશ્વર બોલ્યા: "એવી ઇર્ષ્યા કરવાનું કાંઇ કારણ નથી. હે હિમસુતા ! તમારે જ લગતી બાબત વિષે હું વિચાર કરતો હતો." હિમસુતાએ પુછયું: "શી બાબત ?" ચંદ્રમાલીશ્વર બોલ્યા: "સૌંદર્યતા, તેની શક્તિ અને તેના ભય, જે પેલી ધસી પડવાની તૈયારી કરતી હિમમયી ટેકરીને યથાસ્થિત મળતા આવે છે, તેના ઉપર હું વિચાર કરતો હતો. આ પૃથ્વીપટપર સૌંદર્યતા જેવું ભયંકર કાંઇ પણ નથી. સૌંદર્યતા એ આકર્ષણ–આસક્તિ વધારનાર તત્વ છે; અને તેથી સૌંદર્યતા ઘણી વખતે તેના ધારનારના જ વિનાશનું કારણ થઇ પડે છે, એટલું જ નહિ પણ બીજાના વિનાશમાં પણ ભાગીદાર થાય છે. સૌંદર્યતા એક એવા વૃક્ષનું મૂળ છે જેને દંભ, અહંકાર, ચોરી, વ્યભિચાર, ઇર્ષ્યા, શત્રુતા, આદિ દરેક જાતનાં કલેશકારી ફળ ફૂલ લાગે છે. ચિત્રાનું દ્રષ્ટાંત એ વાતની યથાર્થતા સિદ્ધ કરે છે." ઉમાએ પુછયું: "એ ચિત્રા કોણ હતો ? એની શી હકીકત છે તે કહો." મહેશ્વર બોલ્યા: "ચિત્રા એ ત્રણે ભુવનમાં પોતે રૂપ રૂપનો ભંડાર હોવાથી ખ્યાતિ પામેલો પૂર્ણ યૌવનમાં ખીલતો ક્ષત્રિય કુમાર હતો. તે એક સમયે પોતાના પૂર્ણ ફળ–ફુલાન્વિત સાંદર્યોદ્યાનમાં મધ્યાન્હે નિદ્રા–ધીન હતો ત્યારે આકાશ માર્ગે ઉંચે ગમન કરતી ત્રણ વિદ્યાધર–કન્યાની દ્રષ્ટિએ પડયો. તે ત્રણે બેનપણીઓ તેને જોતાંજ મોહ પામી નીચે ઉતરી,

તેને ત્યાંથી નિદ્રાધીન અવસ્થામાં એમને એમ અદ્ધર ઉપાડી આકાશ માર્ગે ગમન કરવા લાગી. એને લઇ જતાં જતાં, તે ત્રણે બેનપણીઓ એ મારો છે, એ મારો છે, એમ કહી માંહો માંહે વિવાદમાં પડી. બોલતાં બોલતાં ત્રણે બેનપણીઓ એટલી બધી વઢી પડી કે તેમ-નામાં એક બીજા પ્રત્યે ધિક્કાર શીવાય બીજી કોઇ પણ લાગણી રહી નહી. અંતે તેમના આ કલેષનું કારણ પેલી નિદ્રાધીન મૂર્તિ જે આ વાતથી તદ્દન અજ્ઞાત હતી, તેને તેમણે ઉંચે આકાશમાંથી પડતી મુકી; અને તેથી તે કાંઇ પણ હકીકત જાણવા પામે તે પહેલાં તો છુંદાઇ-કચરાઇ ગઈ! ત્યાર પછી તે મોહમુગ્ધ વિદ્યાધરીઓ એક બીજાનો વાંક કાઢી નીરાશ થઇ ચિત્રાના શબને છોડી ગઇ, અને પછી નીચ યોનિમાં જન્મી પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત ભોગવ્યું."

પાર્વતીએ મંદ સ્વરે કહ્યું: "વિદ્યાધરીઓ હંમેશા ચંચળ સ્વભાવની અને ઉદ્ધત હોય છે. પણ સૌંદર્યતાનો નાશ કરવા બાબત તેના સ્રષ્ટાને દુનિઆ ઠપકો આપ્યા વગર રહેશે નહિ."

મહેશ્વર બોલ્યા: "ના હિમસુતા, એવું નથી. જો કે દુનિઆને સૌંદર્યતા વગર જરા પણ ચાલે તેમ નથી, અને તેથી તેનો નાશ કરે તો તો જરૂર દુનિઆ તેના સૃજનારનેજ ઠપકો આપે. પણ ખરી વાત તો એવી છે કે, ગુન્હો સૌંદર્ય-તાનો નથી, પણ તેની પાછળ પડનારાનો, તેમાં અતિશય રાગ ધરાવનારનો, તેના મોહમાં મુગ્ધ થનારાનો છે; કારણ કે સંયમ ન રાખતાં તેઓ વૃત્તિને છુટી મુકી વિનાશના મુખમાં ધસે છે." પાર્વતીએ કહ્યું: "ત્યારે તો વાંક અનંગરાજનો હોવો જોઇએ."

ત્યારે મહેશ્વર બોલ્યા: "અહો! જો ગુન્હેગારનેજ શિક્ષા

અપાતી હોત તો તો કોણ જાણે છે કે શું થાત ? જો એમજ હોત તો તો અનંગરાજની શિક્ષા તારે ખમવાનો વખત આવત અને એને બદલે તારા શરીરને ભસ્મીભૂત થવાનો યોગ આવત. ”

પાર્વતી બોલ્યાં: “ શું ત્યારે મારે બીજી વખત અગ્નિવશ થવું પડત ? ”

મહેશ્વર બોલ્યા: “ અરે નહિ ! પણ સૃષ્ટિ ચલાવવાનો ભાર તેના સૃજનારનેજ માથે રાખ્યો હોય તેજ ઠીક. શું કલ્યાણકારી છે તે એજ સારી રીતે જાણી શકે તેમ છે. એવાં પણ દૃષ્ટાંતો છે કે જ્યાં સૌંદર્યતાથી ઉપજતાં વિઘ્નો યુક્તિથી અને વિઘ્ન-વિદારક દેવની કૃપાથી દૂર થઇ શકયાં છે. અપરાજિતાની એવીજ કથા છે કે જેનું મનન કરતાં, તું જે વખતે મને જાગૃત કરવા તત્પર થઇ તે વખતે હું ખડખડાટ હસ્યો હતો. ”

ત્યારે પાર્વતીએ અતિ જીજ્ઞાસાપૂર્વક કહ્યું: “ એ અપરાજિતાની કથા શી છે તે તમે મને કહો. તે વખતે જાણે તમે મારા સામું હસ્યા હો એવું જાણી મને આશ્ચર્ય ઉપજ્યું હતું; પણ હવે તો એ કથા મને જલ્દી કહો, કે જેથી તમે હસ્યા હતા તેમ હું પણ હસું. ”

મહેશ્વર હસીને બોલ્યા: “ આપણી વાતોનું ત્યારે આજ પરિણામ, અને આજ તારો હેતુ અને આવોજ તારો ઠરાવ ? મે કહ્યું છે તેમ સાંદર્યતામાં ભય છે. તારા મોહમાં લુબ્ધ થઈ હું હાલમાં કાંઇજ કરતો નથી, માત્ર તારી સાથે વાર્તાઓ કરી મારા તથા તારા સમયનો માત્ર ખાલી ખોટો વ્યય કરૂં છું.”

પાર્વતી બોલ્યાં: “ જ્યાં કાળ અને અનંતતા જ તમારામાં સમાયેલી છે ત્યાં તમે કાળની શી વાત કરો છો ? અપરાજિતાની

વાત કાઢી મારી ઉત્સુકતા વધારી, તમારીજ કપટકળા તમે પાથરી રહ્યા છો. આવી તક લાવવાની જાદુઇ કળા તમારીજ છે. તેથી તમેજ મોટા કળાબાજ છો. અને હું એ વાત પુછું તેની આગળથી તૈયારી તમેજ કરી રાખી છે. વળી એ વાત શરૂ થતાં પહેલાં તેનો અંત પણ તમે તો જાણી રહ્યા છો. "

તે કળાકુશળ પ્રભુ આ સાંભળી હસ્યા અને બોલ્યાઃ "તું જ્યારે આટલું બધું જાણવાની ઉત્સુકતા ધરાવે છે, ત્યારે હું તારી સાથે સરત બકું છું કે જે હું પુછું તેનો ઉત્તર તારાથી યોગ્ય રીતે આપી શકાશેજ નહિ. જો ખરો ઉત્તર આપી તું મને જીતે તો મારા મસ્તકનો ચંદ્ર તારે મસ્તકે ધરૂં; પણ તેથી ઉલટું જો હું ધારૂં છું તેમ હું જીતું, તો તું મને એવું કાંઇ આપજે કે જેની કિંમત હુંજ આંકીશ. "

તરત હિમસુતા બોલી ઉઠયાં: "હું ન્હોતી કહેતી કે તમે બડા પક્કા કળાબાજ છો? તમે મારે સારૂ આ માત્ર જાળ પાથરો છો. આ બધી વાત ખોટી છે. હું હારનારી છું એમ તમે ચોક્કસ જાણો છો. જે થનારૂં છે તેનું તમને અગાઉથીજ જ્ઞાન છે. અને કદાચ તેથી ઉલટી હકીકત હોય તો પણ તમારાથી જે વાત બનનારી નથી તે વાતનુંજ તમે વચન આપવા તૈયાર થયા છો. શી રીતે તમે મને કે કોઇ બીજાને તમારા મુકુટનો ચંદ્ર આપી શકવાના હતા? દેવતાઓ સાહિત્યોથી રહિત થઇ શકતા નથી. મુકુટની ચંદ્રકળા શીવાય મહેશ્વરને કોણ પીછાની શકે તેમ છે? પણ તમારી વહાલી ચંદ્રકળાને કશું વિઘ્ન આવે તેમ નથી. તમે એક લુચ્ચા પક્કા જુગારી જેવા છો. તમે સારી રીતે જાણો છો કે, જે વસ્તુ હું હોડમાં મુકું તે જવાની નથી, તેથીજ એક અઠંગ જુગારીની માફક બધુંજ હોડમાં મુકવા તૈયાર થયા છો. હવે આ બધી છળ-પ્રપંચની બાજી, તમારી કપટકળાઓ અને ભેદ

ભરમો અને યુક્તિઓ જવા દો અને તમારો જે ધારેલો પ્રશ્ન હોય, ઉપ્યાણું હોય, તે ખુલ્લા દીલથી કરારે પુછો. ખરો કે ખોટો જે મારી બુદ્ધિમાં આવશે તે ઉત્તર હું તરતજ આપીશ. ”

મહેશ્વર: “ તેં તો હવે મને ઠપકાથી દાટી દેવા માંડયો કે જેવી રીતે આ તારો સાથી હિમ મને અત્યાર સુધી જીવતોને જીવ તોજ દાટી દેવા મથતો હતો. અને તેનું કારણ માત્ર એજ કે હું તારે સારૂ વિનોદ ઉત્પન્ન કરવાની તૈયારી કરવામાં ધ્યાનમગ્ન હતો ત્યારે તારે ખોટી થવું પડયું ! સ્ત્રીસ્વભાવજ એવો છે કે તેમને તેમના સ્વામીને ઠપકો આપવાનું ઘણું ગમે છે. જ્યારે જ્યારે તેઓ એક વાત સારૂ ચીઢવાય ત્યારે ત્યારે બીજી અયોગ્ય માગણી કરવાનીજ અને પ્રેમ સાથે ઇર્ષ્યાનું તત્વ ભેળવવાનીજ. ત્યારે હવે અપરાજિતાની કથા શરૂ કરતાં પહેલાં અને મારૂં ઉપ્યાણું પુછવા અગાઉ ચાલો આપણે સ્થાન—ફેર કરી લઇએ. જે હકીકત તને કહેવાની છે, તે જ્યાં બની તેજ સ્થળે હું તને લઈ જઉં કે જેથી એ સ્થાનનું વર્ણન કરવાની જરૂર રહે નહી. ”.

આ પ્રમાણે કરી મહેશ્વર ઉભા થયા, પોતાના શરીરપરના બરફને ખંખેરી નાખ્યો, હિમસુતાને પોતાના એક બાહુપર લીધાં, હિમને પાછળ મુકી દીધો, અને દક્ષિણ પંથે હવામાં વિચરવા માંડયું. ઉત્તર દિશાના પવનથી છુટું પડેલું વાદળું જેમ આકાશમાં વિચરે તેમ એમણે તે ઉંચા શિખર ઉપરથી હવામાં અદ્ધર વિચરવા માંડયું. હવામાં આ રીતે આકાશ માર્ગે વિચરતાં તેમણે પોતાની છાયાને પર્વતની બાજુએ પથરાતી નીહાળી. જાણે તે એમનાથી છુટા પડતાં બીકથી ધ્રુજતી હોય એવી તે જણાતી. ધીમે ધીમે ઝાંખા ઘેરા લીલા રંગના વનપ્રદેશ ઉપરથી તેમણે માર્ગ કાપવા માંડયો કે જ્યાં શરીરે માત્ર ચર્મધારી અનેક યોગીઓ ધુણી લગાવી તપ કરતા મહા-

સાગરના રત્નની માફક સ્થિર આસને બેઠા હતા. તે યોગીઓના યજ્ઞ-દેવતામાંથી ધુણી આકાશ માર્ગે સીધી ગમન કરી રહી હતી અને તે જાણે તેમના તપ—પ્રભાવથી તેમના ઉર્ધ્વગમન સારૂ—તેમને મોક્ષ માર્ગે લઇ જવા સારૂ સીડી બનતી હોય, તેના સ્થંભ રૂપ જણાતી. આમ માર્ગ કાપતાં થોડોક સમય વીત્યાબાદ ચંદ્રમૌલીશ્વર પ્રભુ બોલ્યાઃ "જુઓ આપણે હવે આપણા ઇચ્છિત સ્થાને આવી પહોંચ્યા છીએ." આમ બોલતાં બોલતામાં તો ઘણે ઉંચેથી ગરૂડ પક્ષી લટાર મારી ઉતરે તેમ એક રૂપેરી સર્પાકારે વહેતી નદીના તીર પ્રાંતને વિષે ઉતરી પડયા.

એ સરિતાના તટ ઉપર ઉતરતાં ઉતરતાં મહેશ્વર બોલ્યાઃ "હે હિમસુતા! આજ તે જગ્યા! જે રમણીય સ્થાનમાં હું તને લાવવા ઇચ્છા રાખતો હતો તેજ આ સ્થાન, હાલ આ સ્થાન જંગલી પ્રાણીઓના નિવાસનું ધાડું જંગલ બની ગયું છે, પણ એક સમયે અહીં એક મહાન નગરી હતી. પામર જીવોની સઘળી કૃતિઓની આજ દશા થાય છે. જે જે તે બાંધે છે, જે જે તે બનાવે છે, જે જે તે તૈયાર કરે છે, તે તે બધું સમયને આધિન થઇ નાશવંત બને છે, દટાઇ જાય છે, ભુસાંઇ જાય છે, અને તેનાં નામ નિશાન પણ વખતે રહેતાં નથી. કાળ બધાનો ભક્ષ કરે છે. સર્વ કૃતિઓ ફુલની માફક ખીલી-ફુલી-ફાલી કરમાઇ જાય છે અને ખરી જાય છે-રોળાઇ જાય છે-નહિવત્ થઇ જાય છે અને બધું સ્વપ્નવત થઇ જાય છે. આ સ્થાનમાં પણ એજ હકીકત બનેલી છે. જે વાર્તા હું તને કહેવાનો છું તેના બધા બનાવો અહીંજ બનેલા છે છતાં તેનું નામ નિશાન પણ આ સ્થળે અત્યારે જણાતું નથી. બધી વાતો ઘસાઇ ભુસાઇ કાળને આધિન થઇ ગઇ છે."

---

# પાસાની ભરતી

× × × ×

" પાતાળ ફૂટયાં જળ ફો ધરાનાં, "
" અગાધ ઉંડા નિધિ કન્દરાનાં. "

( નાનાલાલ )

× × × ×

## પ્રકરણ પહેલું

## ધરાની સુંદરી

ચંદ્રમૌલીશ્વર શંકર ભગવાન પોતાની વાર્તા શરૂ કરતાં બોલ્યાઃ "એ અપરાજિતા પાણીના એક અગાધ ઉંડા ધરામાં રહેતી હતી. આ અતિ અગાધ પાણીનો ધરો એકાંત રમ્ય સ્થાનમાં હતો. જંગલની ધાડી ઘટામાં તે એવો તો સુરક્ષિત હતો કે પક્ષીગણોને પણ તેની માહિતી મળવી મુશ્કેલ હતી. જંગલમાં ભટકતા વનચરો, પશુઓ અને નગરથી ભુલા પડેલા ભટકતા નાગરિકો પણ આ ધરાથી તદ્દન અજ્ઞાત હતા; અથવા તો એવાઓ તે તરફ ભૂત પિશાચની વસ્તી માની તેથી છેટા જ રહેતા. તેમની ધારણા કેટલેક દરજ્જે વાસ્તવિક હતી, કેમ કે ત્યાં અમાનુષી વસ્તી હતી. સરિતાના તીર પ્રાંતની પડોશમાંજ આ ઉંડો ધરો આવેલો હતો અને તે તેના વહેણથી માત્ર સ્હેજ છેટો રહી ગયો હતો. જાણે તેનાથી એ સંતાયો હોય અને જાણે તેના કાનમાં ખડકમાંથી વહેતું પાણી તેને ગીત સંભળાવતું હોય એમ તે જરા દૂર રહી ગાન સાંભળતો ઠરી ગયો.

હોય તેમ હતો. આ ધરો એટલો તો ઉંડો હતો કે સૃષ્ટાના હુકમથી જ્યારે સરિતા તેના મૂળમાંથી નીકળી ત્યારે માર્ગ કાપતાં કાપતાં તેને આ ધરાથી આગળ વધવા પહેલાં આ ધરાને ભરપૂર કરવા સારૂ એક આખો દિવસ અને એક આખી રાત્રિ ત્યાં આગળ થંભી જવું પડયું હતું. જ્યારે આ ધરો પૂર્ણ થયો ત્યારેજ સરિતા આગળ વધી શકી. આ ધરો પાતાળ સુધી ઉંડો હતો અને તેથીજ ખાસ કરીને અપરાજિતાએ પોતાના વસવાના સ્થાન તરીકે તેને પસંદ કર્યો હતો. અપરાજિતા એક નાગકન્યા હતી—જળદેવી હતી. તેનો પિતા નાગલોકનો નિવાસી હતો. તે પાતાળમાં રહેતો તેથી અપરાજિતા તેના કુટુંબીઓ પાસે રહી શકતી, તેમ આ ધરા પાસે બેસવાથી એકાંત પણ યથેચ્છ ભોગવી શકતી. તેના પિતાને આ કન્યા એટલી બધી તો પ્રિય હતી કે તે એને વારંવાર મળવાની ઇચ્છા રાખતા. જો કે તેને પોતાની મરજી માફક હરવા ફરવાની પૂરેપુરી સ્વતંત્રતા હતી. આ ધરા પ્રત્યે અપરાજિતાનો પ્રેમ જોઈ તેના બાપે પોતાની શક્તિના બળે એક સુંદર ભુરૂં કમળ, એક સ્વચ્છ ધવલ ચકચકીત પાંખોવાળી તથા રત્નસમાન દેદીપ્યમાન આંખોવાળી સુંદર રૂપેરી માછલી, તથા તેના જેટલીજ મોટી એક નીલમની શીલા, એ ત્રણ અકકેકથી અકકેક સુંદર દિવ્ય વસ્તુ પોતાની કન્યાનો સમય આનંદથી વ્યતીત કરવા સારૂ સર્જી હતી. જ્યારે જ્યારે અપરાજિતા ધરા બહાર આવતી ત્યારે ત્યારે એ નીલમની શિલાપર બેસી પોતાની વ્હાલી ' મીના ' ( રૂપેરી મત્સ્યને તે એ નામથી બોલાવતી ) સાથે રમતી ગેલ કરતી ઘણો સમય તેની સાથે આનંદમાં વીતાડતી, અને પેલું ભુરૂં કમળ ખીલતું જોઇ તેની કળી પણ ખીલતી. તેના આનંદના સાથી જોઇએ તો આ જ ત્રણ વસ્તુ—સુમન, શીલા ને મીન હતાં.

અપરાજિતાની સુંદરતા ! તેના દિવ્ય દેહની કાંતિ ! તેની લાવણ્યતા ! અહો ! તેની બરાબરી કરનાર પૃથ્વીપટે કાંઇ જડે તેમ નહોતું. તેનો પડછાયો, પાણીમાં પડતી તેની છાયા, એજ માત્ર તેનો પ્રતિપક્ષી; અને અતિ આશ્ચર્યકારક વાત તો એ હતી કે પોતાના પાણીના પડછાયાને, પોતાનીજ પ્રતિછાયાને, પોતાની સ્વચ્છ સુંદર પાણીમાં જણાતી છબીને તે અત્યંત ચહાતી. જાણે પોતાની માની જણી બેન હોય એમ તેની પાસે રહેવાનું તેને બહુજ ગમતું. એ ધરામાંથી એ છાયાનો જન્મ થતો હોવાથી એ ધરા પ્રત્યે એને અત્યંત વહાલ આવતું, એ જળદેવતા હોવાથી એની આંખોની ઉપમા પણ ધરાનું જળજ. જેવું તે ધરાનું જળ ઉંડું તેવી તેની આંખોનું તેજ પણ ઉંડું. જેવું તે શ્યામ તેવી આંખો પણ શ્યામ. જેવું તે પ્રકાશિત તેવી આંખો પણ પ્રકાશિત. અને જેવું જળમય તેવાં તેનાં નયનો પણ જળમય. વળી જેવી સરિતા જળમય અને તેને નીચા ઉંચા ખડકમાંથી પછડાતાં ફીણ ઉભરાતું, તેવી એના દેહની કાંતિ ફીણ જેવી ઉજળી તથા તેના જેવીજ હલકી હતી. તેનો સ્વર સરિતાના મંદ મંદ વહેણના સુર જેવો રમણીય, તથા તેનું મુખારવિંદ પીપળાના પાન જેવું લંબગોળ હતું અને તેના વાળ જોડે સ્પર્ધા કરવા મથન કરતું. તેના કેશ તેના સર્વાંગસુંદર અંગથી પણ વધારે લાંબા અને તેના વસ્ત્રનું સાધન બને તેટલા ભરાવદાર અને રંગે આસમાનના ધાડા અંધકારમાં ભળી જાય તેવા હતા. સૂર્યાસ્તના સમયના નવા ચંદ્રના જેવી તેની કાંતિ ખીલી નીકળતી અને જાણે એ ચંદ્રનો જ અવતાર હોય એવી જોનારને ભ્રાંતિ પડે એવું રમણીય તેનું સકળ દર્શન હતું.

પણ ધરાના અગાધ સલિલ અને આ અપરાજિતાની સુંદર

દેહ–કલિકા વચ્ચે જે ખાસ સામ્ય હતું તે એ કે એ બન્ને અખૂટ રસના ઝરાથી ભરપુર હતાં. અપરાજિતા ત્રિભુવનની કોઇ પણ સુંદર લલના કરતાં અશ્રુપાત કરવામાં સર્વથા શ્રેષ્ઠ હતી. સામાન્ય રીતે સુંદ- રીઓ અશ્રુપાત કરવામાં બહુ શૂરી હોતી નથી. કયાં તો એ વાતથી તેઓ કંટાળે છે કે થાકી જાય છે, અથવા તો તેમને કદરૂપા–કઢંગા– બેડોળ દેખાવની બીક લાગે છે. આ અપરાજિતાની હકીકત તેથી તદ્દન ઉલટા પ્રકારની હતી. સ્હેજ પણ અટકયા વગર ઘણા સમય સુધી અશ્રુપાત કરવાની શક્તિ તે ધરાવતી હતી. અશ્રુધારા મારફત નદીનો પ્રવાહ વહેવડાવવો હોય અને તેની સ્પર્ધા કરવી હોય એવી રીતે તે અશ્રુપાત કરી શકતી. વળી વિશેષ આશ્ચર્યની વાત તો એ હતી કે એમ અશ્રુપાત કરવા સારૂ તેને કાંઇ પણ કારણની જરૂર જણાતી નહોતી. વિનાકારણ પણ તે નિરાંતે અને ઘણી શાંતિપૂર્વક ઘણા સમય સુધી અશ્રુપાત કરી શકતી. વળી કોઇપણ રીતે કદરૂપી દેખાવાને બદલે જ્યારે જ્યારે તે અશ્રુપાત કરતી ત્યારે ત્યારે તે અતિ સુંદર દેખાતી અને તેનાં આંસુની સાથે તેનું સૌંદર્ય વધારેને વધારે ખીલતું જણાતું. તેને રડતી જોવી એ પરમાત્માની એક ચમત્કૃતિનું દ્રશ્ય જોવા જેવું હતું. કાઇ પ્રકારનો શોક કે દિલગીરી તેને અશ્રુપાત કરાવતો નહી, પણ અશ્રુપાત કરવો એ તેની એક સહજ–સ્વાભાવિક ક્રિયા હતી. અશ્રુપાત એ જાણે તેની પ્રકૃ- તિજ થઇ પડી હતી. જેમ એ બીજાં કાર્યો કરતી તેમ અશ્રુ- પાત એ તેને મન એક સ્વાભાવિક જ કાર્ય હતું. રડવામાં તેને બહુ મઝા પડતી. અશ્રુપાતમાં એને સ્વાભાવિક આનંદ લાગતો અને તે મુક્ત કંઠે સ્વેચ્છાથી નીરાંતે રડી શકતી. જળધોધ માફક નીલમની શિલા પર ધરામાંથી બહાર આવી, નીરાંતે એકાંતમાં

બેસી મુક્તકંઠે રડી અશ્રુપાત કરતી; તેથી જેમ જળધોધથી સરિતા ઉભરાઇ જાય તેમ તે ધરાને જાણે પોતાના અશ્રુપાતથી ઉભરાવી દેવા પ્રયત્ન કરતી હોય એમ જણાતું. જાણે તેના પ્રકૃતિને ઉભરણુ આવતું. પાણીમાંના સર્પો તેની આ ક્રિયા આશ્ચર્યવત્–મુગ્ધવત્ નીરખતા આમ તેમ ફરતા. સર્પોની ગતિ નદીનાં મોજાંને તથા એનાં અવયવોની ગતિને મળતી દેખાતી.

આટલું છતાં એનો અશ્રુપાત–એનું રડવાનું એ માત્ર એક સ્વાંગ હતો; તેના કાંઇ પણ અર્થ નહોતો, તેનું કાંઇ પણ વાસ્તવિક કારણ કે પ્રયોજન નહોતું. શોકની મૂર્તિરૂપ દેખાતું આ સુંદર શરીર હમેશાં સુખ શાંતિ અને આનંદમાં જ મહાલતું. શોકના કેન્દ્રરૂપ દેખાતી આ રમણીય માયા સદા સર્વદા આનંદમય જ હતી. દિલગીરીના દરીઆમાં ડુબેલો દેખાતો આ દિવ્ય દેહ આનંદોદધિમાં જ હંમેશાં તરતો જણાતો. શોકાવતારી દેખાતી આ સર્વાંગસુંદરી આનંદની પરિસીમા જ ભોગવતી. સૃષ્ટા એને ઉત્પન્ન કરી ત્રિભુવનને જાણે એમ કહેતો હોય કે હે ત્રિભુવનવાસીઓ! તમે શું એમ જાણો છો કે સ્ત્રીઓની કપટકળાનો, ઢોંગનો, તેમનાં અવનવાં ચરિત્રોનો અંત આવી ગયો છે? એને સરજી સૃષ્ટા જાણે ગર્વિષ્ટ બન્યા હોય એમ જણાતું. ખરેખર સૃષ્ટાની આ એક ચમત્કૃતિ તો હતીજ. એમનો એ બાબતનો ગર્વ, આવી કૃતિ બનાવવાનું એમનું અભિમાન ખરેખર સપ્રમાણ અને યથાયોગ્ય જ હતું. તેમની આ કૃતિ કપટકળાની મૂર્તિરૂપ જ હતી. તેમનું ઘડેલું આ માયાવી પુતળું માયાને, મોહને, કપટને, ઢોંગને છેતરપીંડીને, સ્વાંગને અને સઘળી જાતનાં સ્ત્રી-ચરિત્રોને, તેની સફાઇથી, તેની સ્વાભાવિકતાથી, તેની અકૃત્રિમતાથી, તેના કુદરતી દેખાવથી જ તરી જતું, પી જતું,

ઉડાડી દેવું અને સર્વને મંત્રમુગ્ધ બનાવી દેવું. સુંદરીના રૂપમાં ઉત્પન્ન થયેલું આ શરીર તેની કાંતિ અનુપમ છતાં મુક્ત કંઠે ચોધાર આંસુઓથી જાણે દુનિઆનાં બધાં દુઃખો, પૃથ્વી પરની તમામ આપત્તિઓ જાણે પોતાના જ શરીરપર આવી પડી હોય, પોતાનેજ નડતી હોય તેમ શ્રાવણ ભાદરવો વર્ષાવ્યા જાય, અસ્ખલિત અશ્રુ પ્રવાહ વહેવડાવે જાય અને તે પણ જાણે પોતાના દુઃખથી ખુશી થતી હોય તેમ અને જાણે રડવા શીવાય કશી ચિંતાજ ન હોય, એ શીવાય બીજું કાંઈ કામજ ન હોય તેમ; અને એ સઘળું છતાં જાણે દુનિઆની મશ્કરી કરવા તેણે રડવાની બાધા લીધી હોય તેમ ! કહો ત્યારે સૃષ્ટાની આ અજાયબ ભરેલી કૃતિમાં કાંઈ આશ્ચર્યનો પાર પામી શકાય તેમ છે ? વળી આ બધો આશ્રુપાત તે પણ તદ્દન નિષ્પ્રયોજન ! આ સુંદરીને ત્યાં રડતી જોનાર પણ કોઇજ નહીં ! અકારણ ચોધાર અશ્રુપાત ! અહો ! એ કેટલા આશ્ચર્યની વાત ! એ વિચાર જ્યારે એટલા આશ્ચર્યની વાત થઇ પડે ત્યારે પછી જો એવી શોકમૂર્તિ પ્રત્યક્ષ જોવામાં આવે તો પછી આશ્ચર્યતાની કાંઇ સીમા રહે ! જોતાંજ જડવત્-મંત્રમુગ્ધવત્ ના થવાય ? પ્રભુની અકલિત લીલાનું આ કેવું દ્રશ્ય ! આ જોતાં '**પ્રભુ તારી લીલા અપાર છે**' એવા ઉદ્ગાર સહેજ નીકળી જાય !



## પ્રકરણ બીજું

## વિધિની વિચિત્રતા

વિધિની વિચિત્રતા એવી હતી કે જ્યાં આ ધરાની નજીકની ઘાડી ઝાડીનો–વનરાજિનો અંત આવતો હતો, ત્યાંથી થોડે છેટે એક વિશાળ નગરીનો પણ અંત ભાગ આવી રહ્યો હતો; અને તે અંતપ્રદેશમાં, આ ધરાથી માત્ર થોડેજ અંતરે એક વાળંદભાઇ રહેતા હતા. અપરાજિતાને સર્વાંગસુંદર બનાવ્યા પછી સૃષ્ટા જાણે સૌંદર્યથી કંટાળ્યા હોય, સૌંદર્યની સકલ ભાવના જાણે એ અપૂર્વ સુંદરીને ઘડવામાં ખપી ગઇ હોય તેમ તેનાથી તદ્દન જુદાજ પ્રકારની–તેનાથી તદ્દન ઉલટીજ રીતની આ વાળંદભાઈની મૂર્તિ તેમણે ઘડી કહાડી હોય એમ જણાતું હતું. આ મૂર્તિને જાણે તેના અશ્રુપાતનું કારણ બનાવવું હોય તેમ આ મૂર્તિ કેવળ શોકની પરિસીમા દર્શાવતી હતી. જાણે શોક મૂર્તિ રૂપે અવતર્યો હોય તેમ, જેમ અપરાજિતા સર્વાંગસુંદર હતી તેમ આ વાળંદભાઈ સર્વાંગે તેથી ઉલટીજ રીતે ઘડાયલા હતા. કદરૂપતાનો પણ આ ભાઈ એક ચમત્કારજ કહી શકાય. બદ-

લક્ષીકલતાના શિખરે બેસવા એમને કોઇ પગથીયું ચઢવાનું બાકી રહેલું જણાતું નહોતું. કાયાનું કૌતુક હતું–દેહરૂપની તે એક અદ્દભુત ઘટના હતી. જેવી અપરાજિતા સૌંદર્યની શ્રેષ્ઠ મૂર્તિ રૂપે હતી, તેવા આ વાળંદભાઇ કદરૂપતાના પ્રદર્શનમાં ચાંદ મેળવે તેવા હતા. એમની નગરીમાં કે પૃથ્વીના કોઇ પણ પ્રદેશમાં આ વાળંદભાઇની કદરૂપતામાં સ્પર્ધા કરે એવું કોઇ જન્મ્યું હોય એવો ખ્યાલ પણ થઇ શકે તેમ નહોતું. જેમ પોતાનું રૂપ જોઇ એ વિધાતાનો વાંક કાઢતો, તેમ જે કોઇ એને જોતું તે પણ વિધાતાની આ વિચિત્ર ચમત્કૃત તરફ વિચારની વિવિધતા દર્શાવ્યા વગર રહેતું નહી. વીણાના વિસંવાદી સૂરો જેવો એના શરીરનો દરેક અવયવ એક બીજાથી તાલ વગરનોજ ગોઠવાયલો હતો. એમના માથાનું ટોચકું એમના શરીરના બીજા ભાગના પ્રમાણમાં માટલા જેટલું મોટું હતું; અને એમના ટાંટીઆના પ્રમાણમાં તેના ઉપર ગોઠવાયલો ભાગ ઉંદરના પગ ઉપર હાથી ગોઠવ્યો હોય તેવા પ્રમાણનું હતું. ટાંટીઆ એક બીજાની સરસાઇ કરવામાં નાના મોટા થઇ જવાથી આ વાળંદભાઇ જાતે લંગડધગડ હતા. ઘડતી વખતે વિધાતાએ કાંઇ ભૂલથી બ્હેંનીઆના ટાંટીઆ લઈ રાક્ષસનું શરીર તે પર ગોઠવી દીધું હોય એવું દ્રશ્ય એમને જોતાં આંખો આગળ તરવરી રહેતું. મુખારવિંદના પ્રમાણમાં તેમનું ડાચું ઘણુંજ જાડું હતું. ઝીણી ઝીણી આંખની કીકીઓ એવી કઢંગી ગોઠવાયલી હતી કે જાણે એક બીજાથી શરમાતી હોય તેમ જોવામાં બન્નેના માર્ગ તદ્દન નીરાળાજ હતા. પણ આ વાળંદભાઇના શરીરની સર્વથી આશ્ચર્યકારક ઘટના તો તેમના કાનની બનાવટમાં હતી. તે શ્રવણેન્દ્રિય તરીકે વાપરવાને ઘડાયલા હોય એમ લાગતુંજ નહોતું. એમના કાનની શોભાની શી બલીહારી ! મ્હોટા ભારે વાસણને જડેલા કડા જેવા તે મ્હોટા તથા ઉંચા અને અક્કડ હતા. જાણે કે આ

વાળંદ ભાઇ ભારેમાં ભારે દેગ હોય, ને તેમને એક સ્થળેથી ઉપાડી બીજે સ્થળે લઇ જવાને તે જરૂરના હોય, એવા એમના કાન-દ્વય એમના ઉત્તમાંગને બે પાસાએ શોભી રહ્યા હતા. પૂર્વ જન્મમાં માતેલા સાંઢ હોવાની વાત પ્રગટ કરતી આ વાળંદભાઇની પીઠે એમની ઉંચી ખાંધ શોભતી હતી. પોતાના શીવાય કોઇપણ ચીજ સાથે એમનું સામ્ય બિલકૂલ નહોતું કે જેથી એમનું નિત્ય દર્શન કરનારા એમના ભાગ્યશાળી અડોશી પડોશીઓ એ દેખાવ વિસારે પાડી શકે; અને જે નગરજનો કે બહારથી આવતા જતા વટેમાર્ગુ-ઓ, જેમને આ મૂર્તિના પ્રથમ દર્શનનો લાભ મળતો, તેમને એ દર્શનથી એટલું બધું હાસ્ય ઉભરાતું અથવા હાસ્યના સપાટામાં તેઓ એટલા તો આવી જતા કે તેમાંના ઘણાખરા તો ઘડીભર પોતાનું ભાન ભૂલી જતા, અને પોતે જે જુએ છે તે ખરેખરૂં દર્શન છે કે સ્વપ્ન છે તેની ખાત્રી સારૂ આ કદરૂપતાની મૂર્તિને–વિધાતાની આ વિચિત્ર ઘટનાને વારંવાર ધારી ધારીને જોવાની તેમને જરૂર જણાતી. અદ્ભુત-તાની આ લીલા ! આશ્ચર્યતાનો આ અર્ક ! અને વિચિત્રતાની આ પરિ-સીમા જોઇ સૌ કોઇને એમ થતું કે બ્રહ્માએ આને બનાવવામાં કેટલીક ભુલો કરી હશે. કાંઇ બનાવવા જતાં કાંઇનું કાંઈ ઘડાઇ ગયું હશે કે આને ઘડતી વખતે શી ઘટના બની હશે તેનો પાર જ કોઇ પામી શકતું નહી. જ્યાં પંડિતોની મતિ પણ હારી જતી, ત્યાં સામાન્ય જનની તો વાત જ શી કરવી ? હે વિધિ ! તારી શી આ વિચિત્રતા ! આ ઉદ્ગાર શીવાય આ વાળંદભાઇને જોનારા બીજું કાંઇ બોલી શકતા નહી. ઘણા તો આશ્ચર્યવત્–જડવત્–સ્થંભવત–શૂન્યવત્ બની જતા.

અજાયબી ભરેલા આ વાળંદભાઇમાં વિચિત્રતાનો પારજ નહોતો.

હાસ્યરસની સીમાને ઉલ્લંઘન કરી જાય, હાસ્યની મૂર્તિને ઉભા રહેવા જાણે મીનારો બનાવ્યો હોય, અને આ વાળંદભાઇને જાણે આટલી હકીકતથી કોઇ ના ઓળખી શકે તેમ હોય તેથી, અથવા તો આ વાળંદભાઇના એકવારના દ્રશ્યથી રખેને એ કોઇની સ્મૃતિમાંથી બહાર સરી જાય એવી વિધાતાને બીક લાગી હોય તેથી, એક વધારે ભેદ મુકવાનું સ્થાન એમના નામને બનાવ્યું હતું. આ વાળંદભાઇનું નામ **कामरूप** રાખ્યું હતું. જે એ નામ સાંભળતા તે તરત પોકારી ઉઠતા કે ખરેખર એનું નામ પાડવામાં એની ફોઇએ, અને જો સુચવ્યું હોય તો એનાં માતપિતાએ ખરૂં ચાતુર્ય વાપર્યું છે. ખરેખર તેઓ શાથી આ નામ પાડે છે તે જાણતા હોવા જોઇએ, કેમકે જો કોઇ પણ કાર્ય એ કરી શકે તો પહેલામાં પહેલું એનું પોતાનું રૂપ બદલવાનુંજ હોય; અને જો એનું ચાલતું હોય, જો એનામાં એવી શક્તિ હોય તો એક પળના પણ વિલંબ વિના એ પોતાનું રૂપ બદલી નાખે. વળી બીજા કહેતા કે "ખરેખર આ દેહને સારૂ એથી વધારે સારૂં નામ જડે તેમ નથી; કારણકે જેવી શરીરની બીજી હકીકત છે તેવું નામ પણ યથાસ્થિતજ છે. જ્યાં બધું બેતાલ ત્યાં નામ પણ બેતાલજ જોઇએ. બ્રહ્માની ભૂલ રૂપ આ મૂર્તિને કામદેવના નામ શીવાય બીજું કયું નામ શોભાભર્યું હોઇ શકે? કામદેવને ભસ્મીભૂત કરનાર મહેશ્વર શંકર ભગવાન શું નિંદ્રામાં પડી ગયા છ? આને બાળવાનું તેમને કેમ સુજતું નથી? કામદેવ કરતાં આ કૃતિ શું કારંભી નથી?!"

સમય છતાં આ અભાગી કામરૂપનો આત્મા તેના કૃપારહિત શરીરનો સંગી હોવાથી દુર્ભાગી બનતો ગયો, અને પોતાનાજ જીવનથી શરમીંદો થતો ગયો. આવો કદરૂપો દેહ ધરી જીવવું એ એને મરવા કરતાં પણ વધારે વસમું લાગવા માંડયું. વખત વહેતાં ધીમે

ધીમે તે પોતાની માફક બીજાને પણ ધિક્કારતાં શીખ્યો અને પોતાનો સઘળો સમય તેણે પોતાને–પોતાના કદરૂપા દેહને–પોતાનાં માતા પિતાને અને આસપાસના સઘળાને, પોતાનાથી સારી કાયા ધારવા બાબત શ્રાપ આપવામાં ગાળવા માંડયો. એને જોઇને બીજાથી હસ્યા વગર રહેવાતુંજ નહી એ વાતને ભુલી જઇ, તેમ બીજાને હસવામાં કાંઇ વૈરબુદ્ધિ કે દ્વેષભાવ નહોતો એ વાતને પણ વિસરી જઇ સૌ કોઇને એ તો માત્ર શ્રાપજ આપ્યા કરતો. પોતાનાં દૈનિક સ્વાભાવિક નિત્ય કર્મોનો પણ એણે ત્યાગ કર્યો અને કોઇની પણ નજરે ન ચઢે એવાં એકાંત સ્થળોમાં એણે ભટકવા માંડયું; કે જ્યાં માત્ર એની છાયાજ એની પાછળ જતી–એજ એની સાથી થતી; અને ભટકવાનું સ્થળ પણ જ્યાં સૂર્યનું કિરણ પણ ના પ્રવેશે તેવું ઘાટું જંગલ પસંદ કર્યું.

અજાયબીના ભંડાર રૂપ આ વાળંદભાઇની અંતરવૃતિ પણ તેવીજ અદ્‌ભુત–આશ્ચર્યકારક હતી. આ નિર્ભાગી વાળંદભાઇને અંતરમાં કદી પણ તૃપ્ત ન થાય એવી તીવ્ર પીપાસા જાગી વધારે નિર્ભાગી બનાવતી. *મધ્યરાત્રિના પૂર્ણ ચંદ્રને મળવાને જેટલી શકયતા, તેટલીજ આ વાળંદભાઈની અમૃત—પિપાસાને તૃપ્તિ પામવાની શકયતા હતી. રાત્રિ અને દિવસે આ વાળંદભાઇને એવાંદુષ્પ્રાપ્ય વસ્તુનાં સ્વપ્નાં આવતાં કે જેથી વાગોળો આંબાફળ ઇચ્છે અને લંગડો ગિરિ ઓળંગે એવી સ્થિતિ થઇ પડી. આ વાળંદભાઇની એ તીવ્ર પિપાસા–એ મહેચ્છા અને એ અંતરવૃત્તિ એ હતી કે કોઇ રૂપરૂપના ભંડાર ભરેલી સુંદરી એમના પ્રત્યે અભિસારિકાવૃત્તિ ધારણ કરી, એમના આવા રૂપથી મોહમુગ્ધ થઇ એમના તરફ પૂર્ણ ઇચ્છાપૂર્વક ધસી આવે; એટલુંજ નહી પણ એક દાસી પ્રમાણે તેમની સેવા–શુશ્રૂષા ઉઠાવે, રંભા પ્રમાણે રંભન ચુંબન આલિંગનથી એમને આનંદ કરાવી દે અને એમના

તરફ દૈવી પ્રીતિ ધરાવે ! કહો જોઇએ કામરૂપની ઇચ્છામાં હવે કાંઇ કમીના છે ? આવા સુપાત્રને બીજી ઇચ્છા પણ શી હોઇ શકે ? ધન્ય વિધાતા ! તને હજારો હજાર ધન્યવાદ ઘટે છે ! આ તે શી મૂર્તિ ! અને આ તે શા વિચાર ! ! આવાં સુખસ્વપ્નોમાં મહાલતા આ વાળંદભાઇ શરમાળ પણ અતિશય હતા. એમની આ સ્વપ્નવાત, એમના જીવનની આ અમર પિપાસા કોઇ કળી જાય તેનો એમને અત્યંત ભય હતો. રખેને મ્હારા બ્હારના ચાળાથી કોઈ મારી અંતરવૃત્તિ કળી ગયું, તો મારી સામેના તેના ધિક્કારનો પાર રહેનાર નથી; તેથી ગુન્હેગાર પોતાનો ગુન્હો છુપાવે તેમ આ વાતને તે પોતાના અંતરમાં છુપાવી રાખતા. પરંતુ તેથી તો મૃગતૃષ્ણિકાના જળ માફક આ તેમની મહત અંતરઇચ્છા તેમની નજર સન્મુખ હંમેશાં ખડી ને ખડી રહેતી. આ સ્વપ્નું કદી પણ ફળીભૂત થનાર નથી આ જ્ઞાન એમને હંમેશ ગુંગળાવી નાખતું. એમના દર્શનથી અચંબો ન પામે કે એમને તિરસ્કારની દૃષ્ટિથી ન જુએ એવી કોઈ લલનાના એકજ નેત્રકટાક્ષ સારૂ એ તેના ઉપરથી આખું ત્રિભુવન ઓવારી દેવા તૈયાર હતા; અને જો ભોગજોગે કોઇ લલના એમના તરફ પૂર્ણ અનુરાગી થાય તો તો તે વાતને અનેક તપશ્ચર્યાને અંતે મેળવેલી મુક્તિ કરતાં તે વધારે શ્રેષ્ઠપદે સ્થાપતા ! આ વાળંદભાઇની અંતરવૃત્તિ એવા પ્રકારની હોવાથી કોઇપણ સુંદરીનું દૂરથી દર્શન થતાં એમનું મન તરતજ ચકડોળે ચઢતું. એક તરફ તેના હાસ્ય અને તિરસ્કારનો ત્રાસ તથા બીજી તરફ તેમની અંતરવૃત્તિનું કદી પણ સફળ ન થાય તેવું આકર્ષણ, આ બે વચ્ચે તેમનું મન જબરા હિંડોળા ખાતું, ખેંચાતાણી ખમતું અને સમતોલપણું જાળવવા જબરૂં મંથન કરતું. આમ હોવાથી એવો દેખાવ જોતાં ઘડીમાં નાસી જવાની વૃત્તિ ઉભરાતી

તો ઘડીમાં તે સ્ત્રી—દેહ તરફ ધસી જઇ પોતાના કદરૂપા દેહ તરફ તિરસ્કાર ધરાવવાના ગુન્હા બદલ આખા નારી—વર્ગને શિક્ષા કરવા, જેમ એક ગાંડો હાથી ધસે તેમ ધસી જઇને નારીદેહના ઝીણા ઝીણા ટુકડા કરી તેને પગતળે કચરી નાખવા, છુંદી નાખવા એમની અંતરવૃત્તિ એમને ભમાવતી. આ વૃત્તિ જોતાં નારીવર્ગને સમજુતી આપવાની જરૂર પડે કે રખે કોઇ આ વાળંદભાઇની નજરે ચઢતાં ! એમની અંતરવૃત્તિ એમને જ મુબારક ! અહો ! પણ વિધાતાની વિચિત્રતા કાંઇ થોડી છે ? સૃષ્ટિમાં સૌ સંકલ્પો મોડા વહેલા ફળે છેજ. તેમાં વળી જે અંતરની ઉગ્રતાના હોય છે તે તો જરૂર ફળે છે. તો પછી આ કામરૂપનો સંકલ્પ પણ ફળે તો કાંઇ આશ્ચર્યકારક ઘટના નથી; અને કદાચ હોય તોપણ આશ્ચર્યતા તો એમની જન્મથી જ સંગી છે ! મિત્રતાનો ધર્મ એ પણ બજાવી લે તો તેને કોણ મના કરે તેમ છે ! !



## પ્રકરણ ત્રીજું

---

### એક અપૂર્વ ઘટના

વિધાતાના વિચિત્ર વિધાનને લીધે એક દિવસ એવી ઘટના બની ગઇ કે પોતાના સ્વભાવ અને નિત્યક્રમાનુસાર કામરૂપ જેનું નામ છે એવા આ વાળંદભાઇ જંગલને વિષે ભટકતા હતા: પોતાના નિત્યના સ્વપ્નમાં મોહમુગ્ધ થઇ રહેલા તેઓ પોતે કયાં ભટકે છે તેના પણ ભાન વગર, ઝાડના ઠુંઠાથી પણ ભય પામતા કે રખેને તેની પાછળથી તેમનું હાસ્ય કરનાર કોઇ પ્રગટી નીકળે— પોતાનાં પુનીત પગલાં, જે ધરામાં અપરાજિતાનો નિવાસ હતો ત્યાં જ્ઞાનશૂન્ય સ્થિતિમાં લંબાવતા હતા. સંજોગવશાત્ તેજ સમયે તે સુંદર નાગકન્યા તે અગાધ ધરાના સ્વચ્છ પટમાં પોતાના સર્વાંગ સુંદર ઉત્તમાંગનું એકી ટશે દર્શન કરતી બેઠી હતી. એ સુંદરીને આ શીવાય ત્યાં બીજું કામ પણ શું હોય ? એકાએક કામના રૂપ રૂપના મણિ જે વાળંદભાઇ, તેમની દૃષ્ટિ ધરાપર બેઠેલી ધરાની દેવી

જેવી નાગકન્યા તરફ ગઇ. જતાંજ થંભી ગઇ, સ્થિર થઈ ગઈ, ઠરી ગઇ, જડવત્ શૂન્યવત્ બની ગઇ. જાણે કે આશ્ચર્યતાનો ઓચિંતો ઉલ્કાપાત આ વાળંદભાઇ ઉપર થયો ના હોય! જ્યારે ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થઇ ત્યારે એમને એમના સ્વપ્નનો સાક્ષાત્કાર થતો લાગ્યો. તેથી તેઓ પોતાના મન સાથે વાતે વળગ્યા: " અહો! મારી સ્વપ્ન સુંદરી તો આ મારી સન્મુખજ બેઠેલી જણાય છે ને! મારી સમક્ષ બેઠેલી આજ સુંદરી મારી આકાંક્ષિત મનોરમા છે. તેજ મારી કલ્પનામાં સદાયે રમી રહેલી રમા છે. તેજ મારા ચિત્તમાં ચોંટી બેઠેલી ચતુરા છે. પણ આમ કેમ બની જાય? હું ગાંડો તો નથી થઇ ગયો? મારા મનને કાંઇ વિભ્રમ તો થતો નથી? હું સ્વપ્નું તો જોતો નથી? મારી કલ્પનામાં રમી રહેલી મારી સ્વપ્ન સુંદરી શું ખરેખર અહીં બેઠી છે? ખરેખર મારી સ્વપ્ન સુંદરી, મારા મનમાં રમી રહેલી રમા તે આજ!"

આવી શેખચલ્લી જેવી વૃત્તિ થતાં પોતે જીવતા છે કે મુએલા તેનું પણ ભાન તેમને રહ્યું નહી. જ્યાં ઉભા હતા ત્યાંને ત્યાંજ જડવત્ થઇ ગયા. માત્ર તે સુંદરી ઉપરથી તેમની નજર જરાપણ ખસતી નહોતી. એક ટશે ટગર ટગર જોતા ઉભા હતા ત્યાં એકાએક તેમના બે હાથ જોડાઇ ગયા. મુખેથી મંદ સીત્કાર થઇ ગયો અને હોઠ બીડાઇ ગયા. સીતકારનો સ્વર અપરાજિતાને કાને અથડાયો અને તેની દ્રષ્ટિ તે તરફ ફરતાં તેને આ વાળંદભાઇના દર્શન થયાં: કામરૂપની મૂર્તિ તે સુંદરીની નજરે ચઢી. તેને જોતાંજ તેણે ભવાં ચઢાવ્યાં. એકાંતનો ભંગ કરનાર મૂર્તિ જોવાથી તેને ઘડી ઝાંઝ ચઢી; પણ ફરી દ્રષ્ટિપાત થતાં તેની એ મનોવ્યથા તો કયાંની કયાં ઉડી ગઈ અને તે સ્થાનક આશ્ચર્યતાએ લઈ લીધું. તેણે તે મૂર્તિ ઉપર બરોબર નજર ઠારી

નિહાળીને તેના સામું જોયાજ કર્યું. તેના સ્વરૂપની સચોટ નિરીક્ષા કરી અંતે બોલી: "મારી સામે જોતું આ કયું વિચિત્ર પ્રાણી ઉભેલું છે? તે મનુષ્ય પ્રાણી છે કે શું છે તે સમજાતું પણ નથી."

આશ્ચર્યતા શમી જતાં શાંતિનો ભંગ કરી તેણે ધીમે ધીમે તેને પુછ્યું કે "તારે નામ અને કુટુંબ કાંઇ છે? શા અર્થે તું અહીં આવ્યો છું?" પોતે શો ઉત્તર આપે છે તેના પણ ભાન વિનાનો તે નિર્ભાગી વાળંદ બોલ્યો 'જ્ઞાતે ગાંયજો અને નામે કામરૂપ છું.' તેનો ઉત્તર પૂરો થાય તે પહેલાં તો અપરાજિતાએ હસવાજ માંડ્યું. તેનું હાસ્ય નદીના વહેવાના સુર સાથે સામ્ય ધરાવતું આ વાળંદભાઇના કાનમાં અથડાયું, અને એના ધિક્કારના વેગથી નદીમાં જેમ તણખલું તણાઇ જાય તેમ તેને ઘસડી જતું લાગ્યું. દેહની સર્વ શક્તિ આંખમાં લાવી ચક્ષુમય કરી તે તેને નીરખવા લાગ્યો. અપરાજિતાની આંખો સામી પોતાની આંખો રાખી તેના હોઠથી નીકળતું હાસ્ય જોતો તે દિંગ્મૂઢ બની ગયો. દેહને સર્પ વીંટલાયો હોય તેવો તેનો કેશકલાપ તેના દેહની આસપાસ ફરી વળેલો જોયો. આંખોમાં તીવ્ર ગુસ્સો તથા તિરસ્કાર પ્રકટ થએલાં જોયાં અને આજ્ઞા કરતી હોય એવા સ્વરથી બોલતાં સાંભળી: "જા, દૂર થા! હે નામથી પણ અભાગી માણસ! આ સ્થાનને તું જલદી ત્યાગી દે! મારી સામું જોવાની તું શી રીતે હિંમત કરી શકે છે? તારા જેવી નજીવી વસ્તુને મારી સન્મુખ થવાનો કોઇ રીતે હક નથી. મારી પાસે ઉભા રહેવાને, મારી સામે જોવાને તું કોઇ રીતે પણ લાયક નથી. જા! ચાલ્યો જા! એકદમ જતો રહે! દૂર થા!"

આજ્ઞા પ્રમાણે કામરૂપ તરત પાછો ફર્યો. જાણે એક પાળેલો હસ્તી હોય એમ તરત પુંઠ ફેરવી. આવી રીતે વગર વિવેકે અને

તિરસ્કારપૂર્વક હાંકી કાઢવા બાબત કાંઇપણ ગુસ્સાનો અંશ તેના મનમાં ન રહેતાં તે તરત પાછો ફરી જાણે કાંઇજ ન બન્યું હોય એમ ચાલવા મંડયો. એના મનના પ્રત્યેક અણુએ અણુમાં એ સુંદરીની મૂર્તિ સર્વાંગે સભર ભરઇ ગઇ. પ્રત્યક્ષ ન છતાં તેના મનશ્ચક્ષુ આગળ એની એજ મૂર્તિ તેને તરવરી રહેલી જણાતી. આ વાળંદભાઈની આંખો સામે પણ એની એજ મૂર્તિ દેખાયા કરતી, અને તેથી જતાં જતાં તે ઝાડનાં થડો સાથે અથડાતો. બોલવા ચાલવા કે જોવાના કાંઇપણ ભાન વિનાનો માત્ર તે એ સુંદરીની મૂર્તિનેજ નજર આગળની આગળ જોયા કરતો. એ મૂર્તિ શિવાયની તમામ વસ્તુ તે જાણે ભૂલીજ ગયો હોય એવો એનો દેખાવ થઇ રહ્યો. એક કપરો શેઠ તેના ગરીબ નોકર ઉપર જેટલી સત્તા જમાવે તેટલી આ ધરાની સુંદરીની મૂર્તિયે આ વાળંદભાઇ ઉપર સત્તા જમાવી હતી. તેના મન ઉપર તે મૂર્તિનો જબરો પ્રતાપ પડી ગયો હતો.

અપરાજિતાએ પાછો ફરતો હતો તે કૌતુકપૂર્ણ દ્રષ્ટિથી નીરખી રહી હતી. ઝાડોની ઘટામાંથી તે તદ્દન દેખાતો બંધ થયો ત્યારે તેણે એક દીર્ઘ શ્વાસ ખેંચ્યો. તેનું અંગ ધ્રુજી ઉઠયું. તે પાછી ફરી જમીન ઉપર થુંકી. મનમાં બબડી: "આ તે મનુષ્ય હશે કે એક દુઃસ્વપ્ન હશે!" પોતાના મનમાં રહેલી તેની છાયાને જાણે હાંકી કાઢતી હોય તેમ બોલી: "આવું દ્રસ્ય મારા નયનમાર્ગને ફરી નિર્ભાગી ન કરે તો સારૂં! અરરર! હજુ પણ મારી દ્રષ્ટિ સન્મુખ એ રૂપ ખડું થાય છે! ખરે એ વિચિત્ર રૂપ જલદી ભુંસાય તેવું હતુંજ નહિ! ગજબ! ઉલટા સુલટી વાતોની અસર એક સરખીજ થાય છે. એક વખત દ્રષ્ટિપથે ચઢેલો ત્યાંથી હઠતોજ નથી. એના નામની જાણે એ સાર્થકતા કરતો હોય! ધિક્કાર છે એ નામને!

એ રૂપને ! એ દેહધારીને !! અહો ! મારા એકાંત શાંત આનંદની મીઠી મઝામાં એણે કેવો કડવો રસ રેડ્યો? એ અજબ મૂર્તિ ! તું અહીંથી પણ દૂર થા !" આમ કહેતાં કહેતામાં તો પોતાના બધા શરીરને એણે ધ્રુજાવી નાખ્યું, અને જાણે મૂર્તિને બધેથી ખંખેરી નાખતી હોય એવો દેખાવ કર્યો.

ત્યારપછી તરતજ ધરાની આ સુંદરીએ એ નિર્ભાગી મનુષ્યની છાયાને પોતાની આંખ આગળથી કાઢી મૂકવાના ઇરાદાથી રડવાનું શરૂ કર્યું. તે રડતી ત્યારે તેનાં આંસુ કમળપત્ર પર ઝીલાતાં મોતીનું રૂપ ધારણ કરતાં અને તેની પ્રતિછાયા પોતાનામાં ધારણ કરતાં. જાણે પોતે અસંખ્ય આયનાઓ સામે બેઠી હોય અને પોતાની છબી તેમાં જોતી હોય એવું દૃશ્ય ખડું થયું. એ કદરૂપની મૂર્તિને ભુલાવી કઠણ માનેલી છતાં થોડાજ સમયમાં આવી રીતે તેને વિસારે પાડી દીધી–મનમાંથી હાંકી કાઢી. થનાર વસ્તુની તેને થોડીજ ખબર હતી કે માત્ર અલ્પ સમય વીતતાંજ એજ કદરૂપા કામદેવની મૂર્તિને જોવાની, તેને મળવાની તેને પોતાનેજ આકાંક્ષા થનાર હતી; અને પોતાની જ ગરજને લીધે તેને શોધવા જવાની પણ કદાચ જરૂર જણાત.



## પ્રકરણ ચોથું

### રાજકુમાર

આ વાળંદભાઇ કામરૂપ જે શહેરના અંતપ્રદેશના નિવાસી હતા, તે નગરીનો રાજા નામે કેશવ હતો અને એનગરી તેની રાજ્યધાની હતી. વિચિત્ર વાત એવી હતી કે આ નરપતિ કેશવ ભર યુવાવસ્થામાં હતો. હાલ થોડા સમય પૂર્વે જ તે રાજ્યાસને આવ્યો હતો છતાં તે રાણી વિનાનો, સંતાનરહિત અને તેના મુખ્ય પ્રધાનો, મંત્રીઓ તથા પ્રજાવર્ગને ગુંચવણ અને ચિંતાનો વિષય થઇ પડે તેવી સ્થિતિમાં કુંવારો જ હતો. ગરૂડ સર્પને અને નોળીઓ નાગને જે દૃષ્ટિથી જુએ તે દૃષ્ટિથી આ યુવાન રાજા સ્ત્રી તરફ જોતો. વળી સૃષ્ટાની ખાસ નજર અને દેખરેખ નીચે ઘડાયો હોય તેમ કામરૂપથી ઉલટી જ તેના શરીરની રચના અતિ મનોહર હતી. કામરૂપના દર્શનથી તેનાં નેત્રો પવિત્ર થયાં નહોતાં. કામરૂપ જેવા મનુષ્યની

હસ્તીથી તે તદ્દન અજ્ઞાત હતો. કામરૂપને ગમતી વાત ન છતાં સ્રીઓ તેનાથી સહસ્ર યોજન દૂર રહેવા ઇચ્છતી. તેનું મન લલનાથી લલચાતું ત્યારે તેઓ ત્યાંથી દૂરને દૂર રહેવા ઇચ્છતી. તેથી ઉલટું ગોપાળ પાછળ ઘેલી થનાર ગોપીઓ માફક શહેરનો સ્રીવર્ગ નરપતિ કેશવ પાછળ મંત્રમુગ્ધ બની જતો. જેટલી વનિતા—વૃંદની તેના પ્રત્યે મોહાંધતા, તેટલો જ નરપતિ કેશવનો તેમના પ્રત્યે અણગમો હતો. સ્રીઓની સૌંદર્યતાને તે હસી કાઢતો અને તેમના પ્રત્યે માત્ર તિરસ્કાર ભરેલી જ દષ્ટિ નાખવા શીવાય નજર પણ ફરકાવતો નહી. રસ્તે સ્રીવૃંદને જોતો ત્યારે જાણે આત્મા વગરનાં હાડપિંજરો ઉભાં હોય એમ એને લાગતું. સ્રી—શરીરને તે આત્મારહિત જડ ઢુંઢાવતજ જોતો.

આ વૃત્તિ એના કુદરતી સ્વભાવના પરિણામ રૂપ નહોતી, તેમ પૂર્વ જન્મના પ્રાયશ્ચિત્તરૂપે પણ નહોતી. પણ આ રાજકુમારને એવા પ્રકારની કેળવણી જ આપવામાં આવી હતી અને એવા વિચારથી જ ઉછેરવામાં આવ્યો હતો. એની આસપાસ એવું વાતાવરણ જ ઉભું કરવામાં આવ્યું હતું કે જેથી કરીને એના મન ઉપર સ્રીવર્ગ સંબંધી ધિક્કારનું એક પડ ચઢી ગયું હતું. એની દશા નાળીયેર જેથી બહારથી કર્કશ તથા અંદરથી સુંદર બની ગઇ હતી. અંદરના ગર્ભની જેને ખબર ન હોય તે બહારના દ્રષ્યથી પાછા ફરતા કે છેતરાતા. આવી વૃત્તિ ઉત્પન્ન કરવાનું, સ્રીસંબંધી તિરસ્કાર–દ્રષ્ટિથી જોવાનું શીખવાનું માન તેના પિતાશ્રીને ઘટતું હતું. તે પોતાના એકના એક પુત્ર કરતાં પણ સર્વાંગસુંદર દેહધારી હતો. સ્રીઓને સૌંદર્યતાની મૂર્તિરૂપ જોતો તે પોતાનો સઘળો સમય સ્રીવર્ગમાં જ વ્યતીત કરતો. દેવો જેમ ઘણી વખત તેના પૂજારીને ફળતા નથી,

તેમ સ્ત્રીવર્ગ એને ફળ્યો જણાતો નહોતો. તેના પૂર્વજન્મનાં અનેક પાપ કે દોષોને લીધે સ્ત્રીઓ સાથેના તમામ સંબંધમાં તે નિર્ભાગી હતો. પૂર્વજન્મમાં જે વર્તન તેણે સ્ત્રીઓ પ્રત્યે રાખેલું, તેવું જ વર્તન સ્ત્રીવર્ગે આ જન્મે તેની સાથે રાખેલું. સ્ત્રીઓને તે કૃતઘ્ની અને અવિશ્વાસી જ જાણતો. આ જન્મની એની બધી રાણીઓ એના કરતાં અન્ય પ્રત્યે વધારે પ્રેમ ધરાવતી–એને છેતરી બીજાની જ થવામાં આનંદ માનતી. મધમાખી જેમ એક પુષ્પથી બીજા પુષ્પે ફરે તેમ એની દરેકે દરેક રાણી એનાથી જુદા પુરુષ તરફ અનુરાગ ધરાવતી. જે સ્ત્રી પોતાના સ્વામી પ્રત્યે પ્રેમ ધરાવતી નથી, તેનો કામાગ્નિ સદા ઉશ્કેરાયલો તથા મનોવૃત્તિ સદા ચંચળ રહે છે; અને તેનો રંગ સંધ્યાના રંગની માફક ઘડી બડી બદલાતો રહે છે. તે હંમેશાં નવા નવા સાથીની શોધમાં રહે છે અને જે હોય તેને વિસારે મૂકે છે.

આવી રીતે સ્ત્રીવર્ગથી કાયર થયલા રાજાનો સ્વભાવ એકદમ ગરમ થઇ જવાનું તેને એક કારણ મળી આવ્યું. પોતાની છેલ્લી રાણીને એક ખુબસુરત ક્ષત્રિય વીર જોડે એકાંતમાં મળતી પોતાના મહેલની બારીએથી જોતાં તેણે તે બંનેને પકડી બંધાવી હાથીના પગ તળે કચડાવી નાંખ્યાં અને છેલ્લી આખરની હોડમાંથી હારેલા જુગારી માફક તેની આશાનાં તમામ દ્વારો બંધ થયાં. તેથી ઇન્દ્રિયોના આકર્ષણના છુટકારા રૂપે નહી પણ માત્ર નીરાશા અને કંટાળો અને તિરસ્કારને લીધે સ્ત્રીવર્ગ તરફથી તેણે પોતાની દ્રષ્ટિ પાછી ફેરવી. તે વિચારવા લાગ્યો: "હવે માત્ર મારે સારૂ એકજ માર્ગ છે અને તે એજ કે આ દુઃખથી મારે મારા પુત્રને અળગોજ રાખવો. જો હું નજર નહી રાખું તો એ પણ મારી માફક દુનિઆના આવા

વમળમાં તણાઇ જવાનો અને મારા જેવાં બી વાવી મારા જેવા ફળનો ભોક્તા થવાનો; કારણ કે તે પણ મારાથી દ્વિગુણિત રૂપ ગુણનો ભંડાર છે. નર્કની ખાણ સમાન નારી વર્ગથી જેટલા દૂર તેટલુંજ સુખ. ”

આવી વૃત્તિવાળા તે રાજાએ પછી જેમ જેમ પોતાનો કુમાર બાળવય છોડી કૌમારાવસ્થામાં આવવા માંડયો તેમ તેમ, કુમળા છોડને ઉછેરતાં તેને જેમ વાળવું હોય તેમ વાળી શકાય છે તેમ, તે બાળકુમારના કુમળા મન ઉપર સ્ત્રી-વર્ગથી વિરુદ્ધ તેના અવગુણના ઉપદેશવારિનું સિંચન કરવા માંડયું, કે જેથી તે કુમારનું મન પોતાની ઇચ્છા મુજબ એક નવીન માર્ગ તરફ વાળી શકે; અને એવી રીતે એ બાળકુમારના ફળ રૂપ કુમળા હૃદયની ભૂમિમાં એવાં બીજ રોપવા માંડયાં કે જેથી એ કુમાર લગ્ન-દ્વેષી, વિવાહ-વિરોધી થાય; અને એવાજ વિચારોથી તેના મનને સતત પોષવા માંડયું. તે બાબતનીજ ખંતથી ખેડ કરવા માંડી અને કુદરતી આસક્તિ રૂપ ઉગેલાં ઝાંખરાંને નિરંતર જડમૂળથી જ ઉખેડી નાખવાના પ્રયાસ કરવા માંડયા,-ઉગતાં જ કાઢી નાખવાં માંડયાં. સેવામાં રહેલાં સ્ત્રી-વર્ગરૂપ પંખેરૂને ઉડાડી દેવા માંડયાં અને પોતાનો એ બાબતનો પ્રયત્ન પુરતો ન માની તેણે પોતાની મદદમાં એ બાબતના કુશળ માળીઓને દૂર દેશાવરથી બોલાવી મંગાવ્યા. પોતાના વિચારને જ પુષ્ટિ આપે, અનુમોદન આપે અને કુમારને એવું શિક્ષણ આપે; અને તેના સહવાસી થઇ એવું જ વાતાવરણ તેની આસપાસ ઉત્પન્ન કરી દે એવાજ વિચારના વિદ્વાનો-સંતો-સાધુઓ-તપસ્વીઓ-જ્ઞાનીઓ—પંડિતો-બ્રહ્મચારીઓને ભેગા કર્યા. તેઓ સઘળા કુમારના મનમાંના સ્ત્રીરૂપી પ્રેમને દૂર કરવામાં ઘણા કુશળ કારીગરો હતા.—એ વિદ્યામાં

પૂરા પાવરધી–પારંગત હતા. તેઓએ એ ઝેરનો કુમારના કુમળા મનને કોઇપણ રીતે સ્પર્શ ન થાય, કોઇપણ રીતે તેની ગંધ પણ ન આવી શકે એવી તમામ યોજના–રચના કરી દીધી. આવી રીતે એ બધાયે ભેગા થઇ રાજકુમાર કેશવના મસ્તકે સ્ત્રીના ચરિત્રની, સ્ત્રીઓની કપટકળાની, તેના દુર્ગુણોની એવી તો અતિવૃષ્ટિ કરી કે જેથી તેનું મન ચોગરદમની પાકી દીવાલથી, બહારની આવજાવથી રક્ષાયલા ઉદ્યાન જેવું બન્યું. જે ઉદ્યાનમાં વળી સ્ત્રી–ઝેરને ભસ્મ કરી દે એવો જડી બુટ્ટીનો જથ્થો પણ ભરેલો હતો.

સમય જતાં એમ જણાવા માંડયું કે જે હેતુસર આ બધો પ્રયાસ થયો હતો, તે ફળીભુત થયેલો જણાયો. પોતાના સ્ત્રી વિરૂદ્ધના જ્ઞાનના ભંડાર ઉપર પાકો વિશ્વાસ અને દૃઢ શ્રદ્ધા હોવાથી રાજકુમાર કેશવને સ્ત્રીના મોહથી પરિપૂર્ણ રીતે દૂર રહેવાની ખાત્રી હતી અને તેથી તે પોતાને એ બાબતના ભયરહિત માનતો; એટલુંજ નહિ પણ કોઇપણ સ્ત્રીનું સૌંદર્ય તેના હૃદયને અસર કરી શકે એવા વિચાર સામું પણ તેને હસવું આવતું. તો પછી એ હૃદયને જીતવાની તો આશાજ શી હોય? આ બાબતમાં તે પોતાને એટલો દુર્જય માનતો કે એકી વખતે સ્ત્રીઓના ટોળે ટોળાં આવે તો પણ તેને કાંઇ અસર કરી શકતાં નહી, અને ગમે તેવા સ્ત્રી—વૃંદ સામે પણ ઉભા રહેવાને તે હંમેશાં તૈયારજ હતો. તેના સિદ્ધાંતમાં તેને ભાગ્યેજ ખબર હતી કે તેના ભયનું સ્થાન સ્ત્રીવૃંદમાં નહી પણ સ્ત્રી સાથેના એકાંતમાં રહેલું હતું. સ્ત્રીઓની મોહિની તેની એકાંતતામાંજ લક્ષ-ગણી વધી જાય છે; તેની તીક્ષ્ણતા ટોળામાં બીલકુલ રહેતીજ નથી.

"સ્ત્રી અબળા છે. તેની વિરૂદ્ધ થવું એ રમત વાત છે. તેને દાબી દેવી તે સહેલ છે. સ્ત્રીની મોહિની કાંઇ વીસાતમાં નથી. તેના

ઘુંટડે ઘુંટડા પીધામાં આવે તોપણ કાંઇજ અસર થાય નહી. જે હૃદય એ મોહિનીથી વિરૂદ્ધ છે, જે આખા સ્ત્રીવર્ગને તિરસ્કારનીજ દ્રષ્ટિથી જુએ છે તેને તે કાંઇ અસર કરી શકેજ નહી." આવાં આવાં વચનો આ કુમારના મુખેથી વારંવાર નીકળતાં સાંભળી એના પિતા પોતાનું શિક્ષણ સફળ થયું માનતા, પોતાનો એ બાબતનો પ્રયાસ પરિપૂર્ણ ઉતર્યો એમ ધારતા અને તે કાર્યસિદ્ધિથી મનમાં ઘણું મકલાતા. તે છતાં દેવતા પાસે રાખેલા ઘૃતની સ્થિતિ પોતે ભોગવતા તેનું જરાપણ ભાન તેમને તે વખતે રહેલું જણાતું. નહોતું. પછી ભલે તે ઘૃતના થરને ઘડીભર પથ્થરનો ઓપ લગાડયો હોય છતાં ઘી તે ઘીજ. સુવર્ણના લઠ્ઠાને કદી કાષ્ઠનું ભાન કરાવ્યું હોય, છતાં પાણીપર પડવાનો પ્રસંગ પ્રાપ્ત ના થયો હોય ત્યાં સુધી એને પોતાની દશાનું ભાન શી રીતે થાય ? પ્રસંગેજ પાર ઉતરે. કસોટી થાય ત્યારેજ ખરાપણાની ખાત્રી થઇ શકે.

નરપતિ કેશવના પિતા પોતાની અંતાવસ્થામાં પોતાના મુખ્ય પ્રધાનને એકાંતમાં બોલાવી સુચના આપી ગયા હતા કે, "હવે હું જાઉં છું, પણ એક સારા રાજ્યગાદીના વારસને શોધવાની તારે ચિંતા રાખવી પડશે. કારણકે મારો પુત્ર પરણવાનોજ નથી એટલે એને સંતતિનો તો સંભવજ કયાંથી ? એને સ્ત્રીજ નથી થવાની એટલે વારસ કયાંથી થવાનો ? મારી છેલ્લી અવસ્થામાં મને પુરતો સંતોષ અને શાંતિ છે કે જેવી જંજાળમાં હું સપડાયો હતો તેવી જંજાળથી સદા મુક્ત રહી શકે એવી મારા કુમારને મેં કેળવણી આપેલી છે. એની આસપાસ એવું વાતાવરણ ફેલાવ્યું છે—એનું મન એવા રંગથી રંગ્યું છે કે જેથી એ સદાય સ્ત્રીથી દૂરનું દૂરજ રહેશે. જેવી રીતે સ્ત્રીઓએ મારી જીંદગી ઝેર રૂપ અકારી અને અફળ બનાવી, તેવી

એની થશે નહી." મુખ્ય પ્રધાને ઉત્તર આપ્યો "મહારાજાના ડહાપણને લીધે આ બધો પ્રયત્ન સફળ જણાયો છે અને સ્ત્રી બાબતના ભયનાં દરેક સ્થાનો જોઇ તેને અગાઉથીજ બંધ કરવામાં આવ્યાં છે; અથવા તો તેનું કાંઇજ પરિણામ નીપજી ન શકે એવી સ્થિતિ કરવામાં આવી છે." રાજા પ્રત્યે તેણે આવા ઉદ્‌ગારો કાઢયા છતાં તેનું અંતર કાંઇ જુદીજ સાક્ષી પુરતું હતું. પ્રભુની કળાને કોણ કળી શકયું છે? પંડિતો તે પંડિતો અને સ્ત્રી તે સ્ત્રીજ. ઘણા દૂર્જેય દેખાતા મનુષ્ય—ગઢો એ અબળા ગણાતી સ્ત્રીએ અત્યાર અગાઉ ઘણા પ્રસંગે જીત્યા છે. સામનો કરી, મોહિનીની જડીબુટ્ટી વાપરી કે ગમે તે ચરિત્ર કરી જીત્યા તો છેજ. ચોકીદારની ખરી કુશળતા શત્રુને પ્રવેશ થતો અટકાવવામાંજ છે. મહાસાગરની અંદરના ભેદ ભરમો કોણ જાણી શકે છે? સ્ત્રીઓના માથાના વાળની કોણ ગણત્રી કરી શકે છે? સ્ત્રીચરિત્રો કરતાં તો તે કરોડો ગણા ઓછા છે.

કાર્ય-કુશળતાથી જોતાં તો તે મુખ્ય પ્રધાન હે હિમસુતા! પ્રધાનોમાં ઉત્તમમાં ઉત્તમ, હીરામાંનો હીરો હતો એમ કહી શકાય. નીતિ શાસ્ત્રનો સિદ્ધાંત છે કે સૃષ્ટા કરતાં આપણે વધારે સમજીએ છીએ એમ કદી પણ આપણે માનવાની હિંમત કરવી નહી. તેની કૃતિનો પામર જીવ પાર પામી શકે તેમ નથી. મોહિની સ્વરૂપ પાસે તેનું પોતાનુંજ ઠેકાણું નહોતું રહ્યું તો પછી તેની સરજેલી સૃષ્ટિની શી વાત! જેને વીતી નથી તે શું જાણે? સ્ત્રીની મોહિની એ શી વસ્તુ છે તે જે જાણે તેજ જાણે. એ મોહિની એટલે શું, એનો શબ્દાર્થ પણ સમજી શકાય તેમ નથી. સૃષ્ટિના નિર્માણ કરેલા નિયમોથી વિરૂદ્ધ વર્તવાનું સહાસ કરનારા શું કદી ફાવી જનારા છે?

## પ્રકરણ પાંચમું

---

## કસોટી

બનાવ એવો બન્યો કે કદરૂપા કામરૂપના પ્રસંગ પછી પોતાના નિત્ય નિયમાનુસાર નાગકન્યા અપરાજિતા ધરાના સુંદર તટ ઉપરના નીલમના આસન ઉપર એક દિવસ બેઠી હતી. દિવસ પુરો થતાં સંધ્યાના રમ્ય રંગો આસપાસની વૃક્ષ—રાજિના વચગાળામાંથી મંદ પ્રકાશ નાખતા હતા. ચંદા પણ ત્યાં ડોકીયાં કરી રહી હતી. રૂપેરી ચાંદની જાણે ધરાના રૂપેરી મત્સ્ય સાથે બેનપણાં બાંધવા આવતી હોય, અને એ રીતે નાગકન્યા અપરાજિતાને આનંદ આપતી હોય એમ ત્યાં ગેલ કરી રહી હતી. આવો એકાંત શાંત આનંદ અનુભવતી રૂપેરી ચાંદનીની મઝા જોતી શિલા પાસેની ભૂમિ ઉપર તે જરા આડી પડી. જમણો હાથ નીચે રાખી તેણે ડાબા હાથમાં ભુરૂં કમળ લીધું અને તે હાથ તેની ડાબી જાંગે પડેલા વિશાળ કેશ-કલાપના

ગુંચળા ઉપર કમળ પોતાથી દેખાય એવી રીતે રાખ્યો. એની વ્હાલી મીના--રૂપેરી મત્સ્ય--ને આમ તેમ પાણીમાં કુદી રહેલી--તેની એકલી જીવન—સહચરીને વચ્ચે વચ્ચે નજર ફેરવી નીરખતી. મંદ મંદ મીચાતાં નયનો વડે જાણે ઘેનમાં ઘેરાઇ ગઇ હોય એવી તેની દ્રષ્ટિ ઘેનમાં ડુબેલી જણાતી. જાણે હમણાં ઘેનમાં ઘેરાશે-નિદ્રાધીન થશે એમ જણાતું. આવી સ્થિતિમાં તે હતી તેવામાં સહેજ દૂર સૂકાં પાંદડાં પથરાયલી ભૂમિમાં કોઇનો પગસંચાર જેવો ધ્વનિ થતો તેના કર્ણને અથડાયો. ઉંઘમાં પડેલો માણસ મોટો અવાજ થતાં ચમકીને જાગે તેમ તે એકદમ ચોંકીને જાગ્રત થઇ ગઇ. ત્રાસથી બોલી ઉઠીઃ "અરે ! પાછો પેલો દષ્ટિને કારમો લાગે તેવો કદરૂપો કામરૂપ આવ્યો હશે!" એકદમ તે ઉભી થઇ ગઇ અને ધરાના ઉંડા પાણીમાં તે ડુબકી મારવાની તૈયારીમાંજ હતી, પણ તેમ કરતાં પહેલાં તેના તરફ એક કરડી દષ્ટિ કરવા તેણે પોતાની ડોક ફેરવી. અહાહા ! કેવું આશ્ચર્ય ! ડુબકી મારવાની વાત તેને કાણે રહી ગઇ અને નાગકન્યા અપરાજિતા તો ત્યાંની ત્યાંજ જડવત્ સ્થિર થઇ ગઇ. જાણે કે સ્ત્રી કટાક્ષના પ્રભાવની તેને જાદુઇ અસર થઇ હોય અને તેથી જ અહલ્યા જેવી શલ્યા થઇ ગઇ હોય ! એક ક્ષણ પૂર્વે જે સ્ત્રી રૂપે ભયની મૂર્તિવત્ હતી, નાસી જવાની તૈયારીમાં હતી, તે માત્ર એક નિમિષમાત્રમાં, તેણે જે જોવાની ધારણા બાંધી હતી, તેથી ઉલટી વાતને જોતાં તેને થયેલા સંક્ષોભના અતિશય પ્રભાવથી ત્યાંથી હાલવા ચાલવા કે સહેજ પણ ડગલું ભરવાની શકિત શીવાયની મૂર્તિવત્ બની ગઇ. જેવી હતી તેવીને તેવીજ, ત્યાંને ત્યાંજ, તેની તેજ સ્થિતિમાં સ્થિર થઇ ગઇ. પાષાણની મૂર્તિ જેવી તે જડવત્ ઉભી. અનંગના વિષથી ભરેલા બાણથી વીંધાઇ જેમ માણસ ઘેનમાં ડુબી જાય તેમ હૃદય

જાણે મધ્યથી અનંગશરોથી વીંધાઇ ગયું હોય તેવી સ્થિતિ આ નાગકન્યા અપરાજિતાની થઇ ગઇ.

તેજ ક્ષણે નરપતિ કેશવ અને નાગકન્યા અપરાજિતાની ' મળી દષ્ટો દષ્ટ ! ! ' રાજકુમાર કેશવ જંગલમાં શીકારે નીકળ્યો હતો. તેની સાથે માત્ર એકાદ સેવક હતો. અનંગરાજની ચમત્કૃતિથી તેનો અશ્વ ઠોકરાઇ લંગડો થયો. સેવકને તેને બદલે બીજો અશ્વ લેવા મોકલ્યો. એ બીજું વાહન આવે ત્યાંસુધી પોતે જંગલમાં આમતેમ ભટકવા માંડયું અને અણુજાણતાં જે રસ્તે કદરૂપા કામરૂપસાઇ આવ્યા હતા તેજ રસ્તે નરપતિ કેશવ પણ આ એકાંત શાંત ઉંડા ધરા પાસે ઓચીંતો આવી ચડયો.

નાગકન્યા અપરાજિતા પર તેની દષ્ટિ પડતાં તે એકદમ થંભ્યો. એક બીજાને જોવામાં બન્નેની આશ્ચર્યતા સરખી જ હતી. માત્ર અપરાજિતાની અંતરવૃત્તિ રાજકુમાર કેશવ કરતાં ઘણે અંશે વિશેષ જાગૃત થઇ હતી. રાજકુમાર કેશવનું અંતર બહુ ખિન્ન થઇ બોલ્યું: " અરર ! અહીંઆં તો એક સ્ત્રી–શરીર ઉભેલું જણાય છે ! એ-તે વળી આવા એકાંત સ્થળમાં, જંગલમાં શું કરતી હશે ? વળી આ તે પાષાણુ મૂર્તિ છે કે સ્ત્રી છે તે પણ સમજાય તેમ નથી ! તોપણુ તે કાંઇક હાલતું હોય એમ જણાય છે ખરૂં ! "

પૂર્ણ ધ્યાનથી નિરીક્ષા કરતો તે ત્યાં થંભ્યો.. તે શાંત તથા સ્થિર મૂર્તિ જોઇ તે ઘણો ગુંચવાયો. જ્યાં તે પોતાને એકલો ધારતો હતો તેવા જંગલમાં, એકાંતમાં તે મૂર્તિનો–તે સ્ત્રી–શરીરનો વિચિત્ર દેખાવ તેણે જોયો. કૌતુકે તેના હૃદયમાં વાસો કર્યો અને તેની ઇચ્છા વિરૂદ્ધ તેના મનમાં કોઈ એવી વૃત્તિ જાગ્રત થઈ કે જેથી તેના સકળ અંગમાં એક પ્રકારની ગલીપચી થઇ ગઇ. તેણે

રોમાંચ અનુભવ્યો અને તેના મુખે સ્મિત ફરક્યું. તેનાથી બોલાઇ જવાયું: " આ મૂર્તિ જીવંત છે કે જડ છે? તેને શું થયું છે? તે હાલતી પણ નથી! આ મૂર્તિ જીવંત હોય તો તે કેવી જાતની સ્ત્રી હશે? જણાય છે તો તે નારીરૂપ, પણ આ જાતનું નારીરૂપ હજુ સુધી મારા જોવામાં આવેલું જણાતું નથી. હાડકાં, ચામડાં, લોહી અને માંસથી સર્વે સ્ત્રીઓ બનેલી છે, પણ આ તો જાણે નદીના ધોધના ફીણમાંથી ઘડી કાઢી હોય એવી હલકી અને એવી મનોરમ દેખાય છે!"

હવે નાગકન્યા અપરાજિતાની દશા નીરખીએ. એની દષ્ટિએ કાંઇક સ્થિરતા ધારણ કરતાં મનની ચંચળતા આવી અને જાણે સ્વપ્નમાંથી જાગતી હોય તેમ અલ્પ સમયમાં તે જાગૃત થઇ. તે બોલી: "અહો! હું કેવી ભાગ્યશાળી કે પાણીમાં પ્રવેશ કરતાં પહેલાં આ તરફ મેં દષ્ટિ ફેરવી? અહો! જો તે વખતે મારી દષ્ટિ તે તરફ ના થઇ હોત તો તો મારો જન્મજ અફળ જાત! કદરૂપા કામરૂપને બદલે કેવું સૌંદર્ય! કેવું અલૌકિક દેવી દ્રશ્ય મારાં નયનોએ નિહાળ્યું! અહાહા! કેવું દિવ્ય સ્વરૂપ મારી દષ્ટિએ ચઢયું! અહો! મારાં નયનોની સાર્થકતા મેં આજેજ અનુભવી! અહાહા! મારાં સકલ અંગો નયનરૂપ હોત તો કેવું સારૂં!!"

આવા વિચારમાંને વિચારમાં તેણે મંદહાસ્ય કર્યું અને હસતાં હસતાં જ પોતાના અંગને ફેરવ્યું. પોતાના આશ્ચર્યકારક કેશકલાપને જરા સંકેલ્યો અને જાણે વસ્ત્ર પહેરતી હોય તેમ તેના કેશને શરીરની આસપાસ ફેરવી દીધા. કેશનું જ વસ્ત્ર પરિધાન કર્યું કે જેથી માત્ર તેના હાથપગનો કાંઇક ભાગ તથા ઉત્તમાંગનું એક પાસું કાંઈક દેખાય. આવી રીતે સજ્જ થઇ તે કુમાર કેશવની સમક્ષ

આવી ખડી થઇ. સ્હેજ તીરછી નજર નાંખી તે તેને પોતાને જમણે હાથે રાખી તેની પ્રદક્ષિણા ફરી અને ત્યાર પછી પાછી તેના સન્મુખ થઇ. રાજાનો દેહ તેનાથી વિશેષ ઉંચો હોવાથી તેના મુખ સામે ઉંચી દૃષ્ટિ કરી અર્ધમીલિત નેત્રો વડે તેની કાંતિને નિહાળતી તે ઉભી. જાણે એ મૂર્તિનુંજ ધ્યાન ધરતી હોય, એ મૂર્તિનુંજ ચિંતન કરતી હોય તેમ તેનું ભુરૂં કમળ પોતાના અધરે રાખી એક ક્ષણ દૃષ્ટિ સ્થિર કરતી થંભી. એકાએક તેણે ઉદ્‌ગાર કાઢયો: " તું દેવતા છે કે સ્વપ્નું છે ? " વિનયપૂર્વક રાજકુમારે ઉત્તર આપ્યો " અહો વનસુંદરી ! હું સ્વપ્ન પણ નથી અને દેવતા પણ નથી. હું તો માત્ર પાસેની નગરીનો રાજા છું. " નાગકન્યા અપરાજિતા બોલી: " ભલે તેમ હોય ! પણ મારે મન તો તું મારૂં સ્વપ્ન તથા મારો દેવ છે."

રાજકુમાર ચમક્યો. મનમાં બોલી ઉઠયો: "અહો ! હવે અહીં જ જોવા જેવું છે ! મારે હવે જાગૃત થવાની જરૂર છે અને ખરી કુશળતા વાપરવાની છે. આ નારી રૂપ જે એકાએક અહીં પ્રગટી નીકળેલું જણાય છે, તે મને ફસાવવાની જાળ તો નહી નાખી રહ્યું હોય ? હજુ તો મેં એ રૂપ પુરેપુરૂ જોયું પણ નથી. છળકપટ અને ખુશામત શીવાય સ્ત્રી જાતિ બીજું શું જાણે છે ? " રાજકુમાર શાંતિથી બોલ્યો: " સુંદરી ! તું જે હો તે હો ! પરંતુ તું કાંઇ ભ્રમણામાં પડેલી જણાય છે. માત્ર દૈવયોગથીંજ હું આ તરફ આવી ચડયો છું. તારા એકાંતમાં તેથી ભંગ પડેલો જણાય છે. તારા આવા રમ્ય એકાંતમાં ત્રુટિ ન પાડવા, તારી સ્વતંત્રતા પાછી આપવા હુંજ અહીંથી પાછો ફરીશ." અપરાજિતા ચીસ પાડી એકાએક બોલી ઉઠી: " અરે નહી ! અરે નહી ! તું જ્યારે મને આવી રીતે દૈવયોગથી મળી ગયો છે, ત્યારે શું હું તને આમ એકાએક સ્હેજમાં કાંઇપણ

બોલ્યા ચાલ્યા વિના જતો રહેવા દઇશ, એમ શું તું માને છે? કયાં તો તું અહીંજ રોકાઇ જા, અથવા તો તું જ્યાં જવાનો હોય ત્યાં મને સાથે લેતો જા. ત્યાં આવવા હું તૈયાર છું. આજ ક્ષણથી હું મારો દેહ તથા આત્મા તને સમર્પી ચુકી છું. હવે તો મને વળી એમ પણ જણાય છે કે પૂર્વ જન્મમાં પણ હું તારીજ સાથી હતી. હું નિશ્ચયપૂર્વક કહું છું કે મેં તને કયાંક જોયો હોય એમ મને લાગે છે. કયાંતો સ્વપ્નામાં કે કયાંતો પૂર્વ જન્મમાં. હું નિઃશંકપણે કહી શકું છું કે આજ ક્ષણ સારૂ મારો જન્મ છે. મારો જન્મ આજે સફળ થયલો હું માનું છું. તારો મેળાપ એજ મારા જન્મની સાર્થકતા છે!"

આવાં વચનો સાંભળતો નરપતિ કેશવ મહા ગુંચવણમાં પડી ગયો અને તેની સામે જોતોજ ઉભો. યૌવને તથા નાગકન્યા અપરાજિતાની સુંદરતાએ જબરૂં આકર્ષણ શરૂ કરી દીધું હતું. મનથી તે ઘણો શરમીંદો પડી ગયો, કેમકે આવા પ્રકારનું આકર્ષણ—આવા પ્રકારની ઇચ્છા એના મનથી એક ગુન્હારૂપ હતી. તે બોલી ઉઠયોઃ "સંત પુરૂષો જે કહી ગયા છે તેની સત્યતા હવે મને સમજાય છે. સ્ત્રીઓ વેલ જેવી છે. વેલ જેમ વૃક્ષને વળગવા ધસે છે, તેમ સ્ત્રી પણ પોતાની પાસે ઉભેલાને વળગે છે. સ્ત્રી અને વેલનો સ્વભાવજ આશ્રય શોધવાનો છે. પ્રકૃતિથી તેઓ પરાશ્રયીજ છે." અપરાજિતાએ તરત ઉત્તર વાળ્યો: "તારા સંત પુરૂષોએ સત્યજ કહ્યું છે. તારો આશ્રય લીધા શીવાય મારા જન્મનું બીજું પ્રયોજનજ શું?" એમ બોલતાં બોલતાં તો તે નરપતિ કેશવની પાસે જાણે પોતાના કથનની સાર્થકતા કરવા જતી હોય તેમ ધસી ગઇ. નરપતિ કેશવ તરતજ પાછો હઠયો. જાણે તેને કોઇ પ્રકારની ભીતિ લાગતી હોય

તેમ ભય પામ્યો, અને મોટેથી બોલી ઉઠયોઃ " અભિસારિકા જેવી આ તારી સ્વચ્છંદી અને સ્વતંત્ર વર્તણુંક, મારા જેવા એક તારાથી તદ્દન અજાણ્યા પુરૂષને તારી કાયા અને આત્મા અર્પણ કરવાની આ તારી રીત, ખચીત તને શરમાવનારી અને ધિક્કારવા યોગ્ય છે." તે તરતજ બોલી ઉઠીઃ "જન્મથી સ્વચ્છંદે ચાલનારી હું બીજું શું કરવાની હતી? આમાં શરમાવાની શી વાત છે તેની મને સમજણ પડતી નથી. હું એક નાગરાજ–કન્યા છું. ઇચ્છાવર તરીકે મેં તને પસંદ કર્યો છે, અને મારી સંપૂર્ણ મરજીથી મારી કાયા તથા આત્મા તને અંતઃકરણપૂર્વક સત્ય રીતે અર્પણ કરૂં છું. સૃષ્ટિની શરૂઆતથી ઉતરી આવેલા રાજકન્યાઓના આ ધર્મને શું તું રાજા છતાં જાણતો નથી? વળી તું પર પુરૂષ નથી. અનંત કાળથી હું તને પીછાનું છું એમ મને સમજાય છે. મારા પૂર્વ જન્મના પુણ્યે કરી જેવો મેં તને જોયો તેવો તરતજ ઓળખી કાઢયો. તારા તરફથી જોતાં તું એક નરવીર જણાતો નથી પણ તેની છાયા જેવો ભાસ છે; કેમકે તું ભયાન્વિત જણાય છે. વીર નર આમ ભયભીત થાય નહિં. ભયનું, બીકનું, શંકાનું અહીં સ્થાનજ કયાં છે? તેનું કારણ પણ અહીં શોધ્યું કયાં જડે તેમ છે? મારી આકૃતિ, મારા જેવું સૌંદર્ય તેં કયાંય જોયું છે?" નરપતિ કેશવ ગુંચવણમાં પડી ગયો ને બોલ્યોઃ "ખરૂં કહે તો તારૂં શરીરજ માનવ સ્ત્રીનું શરીર હોય એમ મને જણાતું નથી. તારૂં સૌંદર્ય દૈવી છે એ. તારૂં કહેવું યથાર્થ છે, પણ મૃત્યુલોકની કઇ કન્યા પોતાની કાયા એક રાજા જેવાને પણ આવી સ્વચ્છંદ રીતે, આટલી બધી સ્વતંત્રતાથી સમર્પણ કરવા તૈયાર થઇ જાય? મારા જોવા, જાણવા કે સાંભળવામાં પણ આવી વાત કોઇ દિવસ આવી નથી." અપરાજિતાએ

તરતજ ઉત્તર વાળ્યોઃ "હું માનવ કન્યા નથી. હું તો એક નાગ-રાજકન્યા છું. માનવ કન્યા કરતાં અમારી પ્રકૃતિ વધારે સ્વચ્છંદી, મનમોજીલી હોય છે; અને વળી સ્વામીની પસંદગીની બાબતમાં તો અમે કેવળ સ્વતંત્રજ છીએ. મારો નિવાસ પેલા ધરામાં છે. હું તેમાં પ્રવેશવાની તૈયારીમાંજ હતી તેવામાં સુભાગ્યે મારી દૃષ્ટિ તારા ઉપર ઠરી. મને બધા અપરાજિતા નામથી સંબોધે છે. નાગકન્યા-ઓમાં પણ મારી જોડ નથી. મારે સારૂ તારે શરમાવવાનું કાંઇજ કારણ નથી."

અભિમાનભરી દૃષ્ટિથી જોતાં જોતાં જ્યારે તે ઉપર પ્રમાણે બોલતી હતી, અને પોતાની કહેલી વાત ખોટી ઠરાવવાનું તેને જાણે આવ્હાન કરતી હોય એવી ગર્વભરી વાણી તે ઉચ્ચારતી હતી, ત્યારે નરપતિ કેશવ મંત્રમુગ્ધ બન્યો હોય તેમ તેના સામે એકી ટશે જોઇ રહ્યો. તેની જીભ સજ્જડ થઇ ગઇ, વાણી બંધ થઇ ગઇ, અને નાગકન્યા અપરાજિતાની નિષ્કપટી ભોળા હૃદયની, પૂર્ણ નિર્ભ-યપણે ઉચ્ચરાયલી વાણી, તેનું સૌંદર્ય, પોતાના સંબંધની તેણે કહેલી હકીકત, આ બધું જોતાં, જાણતાં તે સ્તબ્ધજ બની ગયો. તેની જીભમાંથી, કંઠમાંથી વાચાજ નીકળી શકી નહી. શું બોલવું તેનું તેને ભાનજ રહ્યું નહી. નાગકન્યાના સુંદરરૂપ—તેની સામે ઉભેલી દિવ્ય દેવાંગના તરફ તેની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ. મન બોલી ઉઠયુંઃ "આ શો કેશકલાપ! આ તે કેશ કે મનુષ્યને જકડી લેવાની ઇન્દ્રજાળ! હું આ શું જોઉ છું? જાગૃત છું કે સ્વપ્નમાં છું? આ મારી સામે ઉભેલી દિવ્ય સુંદરી શું? એના કેશ શું? એ કેશવાળીનો અંતજ દેખાતો નથી! ધરાના ગર્ભ જેવાં એનાં નયનો કેવાં પ્રકાશી રહ્યાં મારૂં મન તેના તરફ ખેંચાતું જાય છે. તેની મોહજાળમાં મારૂં

મન વિહ્વળ બને છે." શબ્દજાળથી શું સરવાનું છે એવું જાણે તે કહેતી હોય, વશે કરશે મારે વશ થવું પડશે એવું તે બોલી રહી હોય. એવી ભવ્ય ગારવાન્વિત મૂર્તિ તેના સામે ઉભેલી હતી. તેના સામે અવશ હૃદયે, ઇચ્છા ન છતાં માત્ર મનના આકર્ષણને, અંતરની ઉર્મિને વશ વર્તી તેના સામી તે એકસરખી મીટ માંડી રહ્યો. તેનાં અંગો શું કરે છે તેનું પણ તેને ભાન રહ્યું નહી. એકવાર ફરીથી નાગકન્યા અપરાજિતાએ પોતાનું દિવ્ય ભુરૂં કમળ અધરે અડાડયું. તેના સામે દ્રષ્ટિ રાખી તેને પોતાની સન્મુખ રાખી જાણે તેની જોડે કાંઇ મસલત કરતી હોય કે ઉત્તર સારૂં હું ખોટી થાઉ છું. તારે હવે શું કહેવું છે એવું જાણે તેની દ્રષ્ટિ સુચવી રહી હોય એવો દેખાવ—તેના નયનનો ભાવ થઇ રહ્યો.

રાજકુમાર કેશવ આ સ્થિતિ વધારે વાર જોઈ શકયો નહી. પોતાના મનને પોતાના તરફ પરાણે પરાણે ખેંચી સ્થિર કર્યું અને બોલી ઉઠયો: "જે હો તે હો! પરંતુ દેખાવમાં તું સ્ત્રી રૂપે છે. સ્ત્રીઓ તમામ સમાન શીળવાળી હોવી જોઇએ તે કોણ જાણતું નથી. સરિતા સમાન વક્ર, સર્પ સમાન વિષમય, પવન સમાન ચંચળ, મોક્ષનો માર્ગ રોકનારી, બહારથી અમૃત પણ અંતરથી વિષની કુપ્પી!"

તે રાજકુમારનાં આવાં વિચિત્ર વચનો સાંભળી કાંઇક જીજ્ઞાસાભરેલી દ્દષ્ટિએ તે દિવ્ય કન્યાએ તેના સામે જોયું. આશ્ચર્યવત્ મંદ સ્વરે તે બોલી: "અમારી જાતિના આટલા બધા દુર્ગુણો જાણવા જેટલી તારી વય જણાતી નથી. આવા જ્ઞાનને સારૂ તું હજી ઘણો અલ્પવયી જણાય છે. તારી માતા તો આવા જ્ઞાનની શિક્ષિકા હોઇ શકે જ નહી. શું તારી પત્નીએ તને આ જ્ઞાન પોતાની જ જાતિ–

વિરૂદ્ધનું આપ્યું છે?" નરપતિ કેશવ બોલ્યોઃ "મારે પત્ની કયાં છે? મારી માતા કયારે સ્વર્ગે ગઇ તે પણ મને સાંભરતું નથી." આશ્ચર્યવત્ અપરાજિતા બોલીઃ "સ્ત્રીસંબંધીનું આવું જ્ઞાન ત્યારે તને કયાંથી અને શી રીતે પ્રાપ્ત થયું? મારા યૌવનને તું કરડી નજરથી જુએ છે, પરંતુ મારી અને તારી ઉમ્મર તો લગભગ સરખી જ જણાય છે." નરપતિ કેશવ બોલ્યોઃ "મારી ઉમ્મર નાની છે છતાં તારી અને તારી જાતિ-સંબંધી સર્વ જ્ઞાન મેં પંડિતો અને સંતો પાસેથી મેળવ્યું છે."

આ સાંભળીને તો પવન પાંદડાને હલાવે તેમ તેના આખા શરીરને હલાવી દે એવું અટ્ટહાસ્ય અપરાજિતાએ કર્યું; જેથી એક તરફ ક્રોધ અને બીજી તરફ તેના સુર સાથે સુર મળવવાની વૃત્તિ તે રાજકુમારને થઇ આવી. વળી આ વૃત્તિનો અંતરવેગ એટલો બધો હતો કે તે તે અટકાવી શકે નહી. તે નાગકન્યાએ પોતાના હાથમાનું ભુરૂં કમળ એકદમ નીચે નાંખી દીધું અને પોતાના બે કુમળા સુંદર હાથોની તાળીઓ પાડતી પાડતી બોલી ઉઠીઃ "અહો! પંડિતો! પંડિતો!! કયો પંડિત એવો છે કે જેણે પ્રેમદાને પૂરેપૂરી પીછાની હોય? પ્રેમદાનો પ્રેમ જાણવાની, છેતરવાની કળાની તેમને બિલકુલ માહિતી ન હોવાથી માત્ર તેમની નિંદા કરી તેઓ પોતાનું મન વાળતા જણાય છે. પ્રેમદા શીવાય પંડિતોનું સ્થાન જ કયાં હતું? ત્યારે હવે તો તારે ફરીથી, નવેસરથી નિશાળે બેસવાનું રહ્યું. તારે એ સંબંધી તમામ જ્ઞાન નવેસરથી મેળવવાનું રહ્યું. હું તારી શિક્ષિકા અને તું મારો શિષ્ય. હું તારો ગુરૂ અને તું મારો ચેલો. સ્ત્રીસંબંધીનું સર્વ પ્રકારનું જ્ઞાન હું તને આપીશ. એ વિદ્યા હું જ તને ભણાવીશ. તારા તમામ પંડિતો તથા બીજા શિક્ષકોએ આપેલા

જ્ઞાન કરતાં હું તને એ સંબંધીનું ઘણું ઉંડું તથા ખરેખરૂં જ્ઞાન આપીશ. એ સંબંધી તારૂં જ્ઞાન અધુરૂં છે તે હું પુરૂં કરીશ. ઠીક, હવે મારે એજ કરવાનું રહ્યું. અત્યારે એટલું તો સ્પષ્ટ થાય છે કે સ્ત્રી બાબતનું તારૂં જ્ઞાન એક બાળક જેટલું છે. એ સંબંધી તને કાંઇ જ્ઞાન હોય એમ જણાતું નથી. પંડિતોએ તારા અને તેમના સમયનો ખોટો વ્યય જ કરેલો છે. એ બાબતની તારી કેળવણી હું જ શરૂ કરીશ અને હું જ પુરી કરીશ."

દિંગ્મૂઢ બનેલો નરપતિ અંતર વૃત્તિઓને દાબી ક્રોધભરેલી દૃષ્ટિ કરી બોલી ઉઠયો: "તારી ભૂલ થાય છે. તારી પાસે જ્ઞાન લેવાની મારે બીલકુલ જરૂર નથી. એ સંબંધી જે જ્ઞાન મેળવવાની જરૂર હતી, તે મેં એ વર્ગના જ્ઞાતા તરફથી મેળવી લીધું છે. તારી બધી કળા મારી સામે નકામી છે. તેના સામે હું ટક્કર ઝીલી શકું તેમ છું." નયનો ચંચળ કરી, મુખે મંદહાસ્ય કરી તે દિવ્ય નાગ-કન્યાએ તેના સામે જોયું અને બોલી: "તું શી રીતે ટક્કર ઝીલશે? તું શું એમ ધારે છે કે તારા દેહરૂપી બખતરમાં કામના બાણને જગ્યા જ નથી? એ બાણ પ્રવેશી ન શકે એવું વિધાતાએ કોઇ શરીર નિર્મ્યું જ નથી એવું મારી મનોદેવતાનું કહેવું છે. અરે મૂર્ખ નાદાન છોકરા! મારાથી તો તું બીતો જણાય છે. ખરેખર, આ બીક કારણસર જ છે. હું તને ભયરૂપ જ ભાસું છું. જા, તું ના બીતો હોય, તને કોઇ પણ જાતનો ભય હોય નહી, તો મારી સામે એક વખત સ્હેજ પણ સંકોચ વગર એક દૃષ્ટિપાત તો નાંખી જો." તેને તુચ્છકારતો રાજકુમાર બોલ્યો: "લે! હું તેમ કરવા તૈયાર છું." તે દિવ્યકન્યા બોલી: "ત્યારે તું જોઇ લે." અને જેવો તે અપમાનભરેલી વૃત્તિથી તે દિવ્ય નાગકન્યા તરફ દૃષ્ટિપાત નાંખવા

જાય છે તેવામાંજ તે અંગુઠા ઉપર ચકર ચકર ફરી અને એક બાજુથી આવી આડી ઉભી રહી. પછી તેના સામી દૃષ્ટિ ફેરવી બોલીઃ "જોઈને આ મારી સઘળી કાયા ? તું જ્યારે એ બાબતના જ્ઞાનનો એટલો બધો પરીક્ષક જણાય છે, તો મને બતાવ કે તેમાં શી ખામી, ખોડ કે ઉણપ છે ? મહારાજ ! તેનો ન્યાય તમારી બુદ્ધિપૂર્વક તમે જાતેજ કરી જુઓ."

આમ બોલતી બોલતી તે દિવ્ય નાગકન્યા અપરાજિતા જ્યારે તેના સામી મંદ હાસ્ય કરતી ઉભી રહી, ત્યારે નરપાત કેશવનું રાજ-દ્રોહી બનેલું હૃદય પોતાના મન વિરુદ્ધ નાગકન્યાના પક્ષ તરફ ઢળી જતું, સરી જતું, દોડી જતું જણાયું. પરિશ્રમથી તે પરાણે બોલ્યોઃ "હું તો તારા આત્મા વિષે બોલ્યો હતો. તારી કાયા વિશે નહી." તે નાગકન્યા બોલીઃ "મારી કાયામાં તો ત્યારે તને કાંઇ ખામી, ખોડ કે ઉણપ જણાતી નથી ને ? મારો આત્મા તને ખામીવાળો જણાય છે ? મારા આત્માને એવું શું વળગેલું તું જુએ છે ? તું જો શૂરવીર અને ભયરહિત હોય તો તારી એ બાબતમાં પણ ખાત્રી કરવા તૈયાર છું. એ સંબંધે તારી પૂર્ણ ખાત્રી કરી આપીશ. આ ધરામાં જો. તને ત્યાં શું દેખાય છે તે મને કહે."

રાજકુમારને કહેવામાં આવ્યું તેમ તેણે ધરામાં જોયું અને તરત જ કહ્યુંઃ "મારી છાયા શીવાય મને તેમાં કાંઇ બીજું જણાતું નથી." તે દિવ્ય નાગકન્યાયે કહ્યુંઃ "ઠીક. મારો આત્મા આ ધરા જેવો જ છે. એકવાર ફરી દૃષ્ટિને તસ્દી આપો." આમ બોલી તે તેના બરાબર સન્મુખ ઉભી રહી અને બે પગ સાથે રાખી ઉભી. પોતાનાં બે નયનો બરોબર રાજકુમારનાં બે નયનો સામે આવી રહે એવી રીતે સ્થિર થઇ બોલીઃ "મારા આત્માના આ ધરામાં શું

તું તારી મૂર્તિ જોઇ શકતો નથી ?" નાખુશીથી નીચા વળી રાજકુમાર કેશવે તેનાં નયનોરૂપ ધરામાં જોયું. નાગકન્યાને તે ના કહી શક્યો જ નહી. તેના કહેવા પ્રમાણે જ તેનાં નયનોની કીકીઓમાં તેણે પોતાની છબી નિહાળી. આથી તેના મને સાક્ષી પુરી કે તે દિવ્યકન્યા સત્ય જ વાત ઉચ્ચારતી હતી. ધરાના જળ જેવી તેની આંખો પણ સ્વચ્છ અને પારદર્શક હતી. મંદ સ્વરે વળી તે બોલીઃ "સાવધ રહેજે ! જાગૃત રહેજે ! તું અચ્છો તરનાર નહિ હોય તો મારો આ ધરો ઘણો ઉંડો છે. તેમાં તું જરૂર ડુબી જઇશ." અને રાજકુમાર સાવધ થાય તે પહેલાં તો તે દિવ્ય બાળાએ પોતાના બે હાથ તેના કંઠની આસપાસ ભેરવી દીધા, એક ધીમું મીઠું ચુંબન તેને ગાલે કર્યું અને બોલીઃ "બની શકે તો તર, ના બને તો ડૂબ તો ખરો !"

તે દિવ્ય નાગકન્યાના અણધાર્યા ઓચિંતા આવા કૃત્યથી રાજકુમાર કેશવ તો આભોજ બની ગયો. તેના અધરના સ્પર્શથી અને તેના કેશકલાપની દિવ્ય સુગંધીથી ભાન ભુલી મુંઝવણમાં પડયો. એકદમ તેણે તે દિવ્ય બાળાને બાથમાં લઇ ચુંબનનો બદલો વ્યાજ સાથેનાં ચુંબનોથી વાળ્યો. આમ કરતાં કરતાં તો તે બાળાએ તેને જોરથી ધક્કો મારી પાછો પાડયો અને તેનાથી તે તરત છુટી થઇ ગઇ. મંદ હાસ્ય કરતી તે બોલીઃ "અહો ! આ શું ? રાજકુમાર કેશવ ! તને આ છાજે ? તારી વૃત્તિને આવું વર્તન ઘટે ? તું શી વાત કહેતો હતો અને આ તેં શું કર્યું, તેનું તને ભાન છે ? તારી શુદ્ધ બુદ્ધ તો ઠેકાણે છે ને ? તારા બધાં જ્ઞાની શિક્ષકોની શિખામણ અને કુશળ પંડિતોએ આપેલું જ્ઞાન એકદમ કયાં જતું રહ્યું ?" શરમીંદો પડેલો નરપતિ કેશવ શાંત અને નિરુત્તરજ રહ્યો. તે દિવ્ય નાગકન્યા

ઉચરી: "ભયથી સાવધ રહેવા મેં તને પ્રથમથીજ સુચના આપી હતી; પરંતુ તું તો તારા જ્ઞાનના તાનમાં ગુલતાન હતો. તારો દુર્ગ તું અભેદ્ય માનતો હતો. હવે તું મને એટલું જ કહે કે તેં જે રસનું પાન કર્યું તે અમૃત હતું કે ઝેર."

તદ્દન નિરાશ થઇ નરપતિ કેશવ માત્ર આટલુંજ બોલ્યો: "હું તે કાંઇ જાણતો નથી. મને તેની કાંઇ સમજ પડી નથી." પછી સ્હેજ ખંચાઇ બોલ્યો: "મારી પ્રથમની વાત ખરી છે એટલું જ મને સમજાય છે. હવે શ્રેષ્ઠ વાત એટલી જ છે, અને તારા પ્રશ્નનો ઉત્તમ ઉત્તર પણ મારી મતિ પ્રમાણે એટલો જ છે કે, એક ક્ષણના પણ વિલંબ વિના મારે આ સ્થાનનો અને તારો ત્યાગ કરવો. તારી મોહિનીથી દૂર થવું એજ હવે મને મારૂં કર્તવ્ય ભાસે છે."

અને પાછો ફરીને પોતે જવા માંડે છે તેવીજ તે બાળા નાગકન્યા અપરાજિતા તાળીઓ પાડતી બોલી ઉઠી: "વાહ વાહ! શાબાશ શાબાશ!! શી બલીહારી! શી બહાદુરી!! શી વીરતા! બધી રીતે સુરક્ષિત છતાં, શસ્ત્રોથી સજ્જિત છતાં, ભયથી ભાગી જનાર જોઇ લ્યો આ નરવીર નરપતિ! સંગ્રામસમયે સુસજ્જિત છતાં સટકી જાય તે શૂરવીર કહેવાતા હશે? આ સમયમાં વીરતાનું શું આ લક્ષણ છે?" આમ બોલતાં બોલતાં તેણે એક મોટી છલંગ મારી રાજકુમાર કેશવનો હાથ પોતાના હાથમાં લઈ લીધો, અને તેના તરફ પોતાનું મુખ લંબાવી જોરથી બોલી: "એ તો ઠીક, પણ મારૂં કહેવું પુરેપુરૂં સાંભળ તો ખરો. આ એક વાત તો તું સાંભળ, પછી જજે. તું મારા આત્માની વાત જાણી શકે, કહી શકે, તેના કરતાં તારા આત્માની વાત હું વધારે જાણું છું. હાલ તુરત એ

સંબંધમાં આટલુંજ કહેવું બસ છે કે, તારો આત્મા મૂર્ખ રક્ષકોએ ગાઢ અંધકારવાળા બંદીખાનામાં પુરી રાખેલા બંદીવાન ગુન્હેગાર જેવો, અત્યાર સુધી–આજની આ છેલ્લી ઘડી સુધી હતો. તેને મેં તેના આ ખોટા બંદીખાનામાંથી છોડી મુક્તિ આપી છે; અને અત્યારે પણ એ આત્માની અર્ધી આકાંક્ષા તેના મુક્ત કરનારને પૂજવા તરફ ઢળે છે, ત્યારે તેના બીજા અર્ધ ભાગની સ્થિતિ તેના મનની ખેંચતાણને લઇને પરવશ થઇ છે. અત્યાર સુધીના તેના સંગતિ–દોષ અહંકાર અને શરમથી દૂષિત થયેલા હોવાથી ખરી જરૂર છતાં એક ઉત્તમોત્તમ સ્ત્રી પાસેથી ખરી સલાહ અને યોગ્ય સહાય લેવા તેને અટકાવી રહ્યા છે; પરાણે ના પાડી રહ્યા છે. જા, તારા પંડિતો, મૂર્ખ સલાહકારો અને તારા બંદીખાના તરફ તું પાછો ફર. તારી બહાદુરીનાં બણગાં ફુંકવા ત્યાં જ જા ! તે છતાં હું તને પોકારી પોકારીને કહું છું કે, તારે અહીં પાછા ફરવાનું નિર્માણ થઇ ચુકેલું જ છે. હું તારી અને તું મારો થઇ ચુકયાં જ છીએ. અહીંની સુંદર સૃષ્ટિના ઘણા પદાર્થો એ વાતના સાક્ષી છે. તારે સારૂ મારે લાંબો સમય રાહ પણ જોવાની નથી. તારી આંખોમાં મારી છાપ પડીજ ગઇ છે. તારી સ્મરણ શક્તિને તાજી રાખવા એ છબી તું સાથેજ લેતો જજે. તે સાથે આ મારૂં સ્મરણચિન્હ પણ લેતો જા. ”

આમ બોલતાંમાં તો તેણે જમીન ઉપર ઉગેલું અને પોતાને અતિપ્રિય થઇ પડેલું એક ભુરૂં સુંદર કમળ તેના હાથમાં આપી પણ દીધું; અને રાજકુમાર કેશવના હાથે મનની પુરેપુરી ઇચ્છા ન છતાં પકડી પણ લીધું. તેને નીચે પડી જતું જોવાની સ્હેજ પણ વૃત્તિ ન હોય તેમ તે હાથ તેના ઉપર ઢંકાયો–બીડાયો.

" સ્ત્રી સંબંધી દીક્ષા આપવાના બોધપાઠનું આ તો માત્ર પ્રથમજ ચરણ છે. એ સંબંધે ઘણું જ્ઞાન આપવાનું તો હજી અધુરૂં જ છે અને તે હું તને થોડા સમયમાં જ આપીશ. પોતાનો સ્વાર્થ સાધવાના, પોતાનું ધારેલું કરવાના, પોતાની ગમે તે પ્રકારની ઇચ્છા પુરી પાડવાના, સ્ત્રીઓ પાસે એવા તો માર્ગો છે કે જેનું સ્વપ્ન પણ પંડિતોના એકત્ર થયેલા મંડળને કે તેમની બુદ્ધિને આવી શકે તેમ નથી. હવે પછીનો સંગ્રામ તેમની અને મારી બુદ્ધિ વચ્ચે થવાનો છે, અને તેમાં નિશ્ચય જય મનેજ વરનારો છે. કેમકે તારી છાવણીમાંનો હૃદયરૂપી સરદાર તારો દ્રોહી થઇ કયારનો મારો સંગી થઇ ચુકયો છે. તું એવો મૂર્ખો ન બની બેસીશ કે મને તારી વૈરિણી ધારે. સત્ય વાત એથી તદ્દન ઉલટી જ છે. હું એક તારો સારામાં સારો ભલું ઇચ્છનારો મિત્ર છું એમ માનજે. તને ગુંચવણુ નડે, તારૂં મન મુંઝાય, તને કોઇ માર્ગ ના જડે અને તને જ્યારે જરૂર જણાય ત્યારે બેલાશક મારી પાસે આવજે. જ્યાં તારા શિક્ષકો કે મહાન પંડિતો પણ, માર્ગ ન કાઢી શકે, જ્યાં તારા સાધુ સંતો ગુંચાઇ પડે, ત્યાં હું તને ઉપાય બતાવીશ, તને સલાહ–સહાય આપી સત્ય માર્ગ બતાવી શકીશ, અને તારા મનની સર્વ શંકાઓનું સારી રીતે સમાધાન કરી શકીશ. "

આ પ્રમાણે બોલી તે નાગકન્યા અપરાજિતા ધરા પાસેની ભૂમિપર બેસી ગઈ. કેશવ નરપતિ ત્યાંથી સપાટાબંધ ચાલ્યો જતો જણાયો. તેના પગની ગતિ જોતાં તેના મનના ચિંતન પ્રમાણે તે અર્ધી તે સ્થાન તરફ તથા અર્ધી પોતાના મકાન તરફ થતી જણાતી.

---

## પ્રકરણ છઠ્ઠું

### મંત્ર

રાજા જતાં અપરાજિતા એકલી પડી ધ્યાનમગ્ન થઇ ગઇ. સંધ્યા સમયના રક્ત વર્ણથીતેના દેહની કાંતિ, તથા જે પ્રસંગ બન્યો હતો તેની સ્મૃતિથી તથા અંતરથી પ્રગટ થયલા અનંગના આકર્ષણથી તેના આત્માની પ્રભા બન્ને એકજ રંગથી રંગાયાં. સંધ્યાના અંધકારમાં તેની આંખો ચળકી ઉઠી. મંદ મંદ હાસ્યની છટા તેના મુખ ઉપર ફરી વળી. પ્રફુલ્લ વદને તે પોતાની જ જોડે વાત કરવા મંડી પડી: “ અહાહા ! શી તેના મુખની પ્રભા હતી ! તેના વદન ઉપર વીરતાની કેવી છાયા હતી ! ખરા સૂર્યવંશીને શોભાવે તેવી ક્ષત્રિય જાતિની વીરતાએ જ જાણે મૃત્યુભૂમિમાં–માનવસૃષ્ટિમાં અવતાર લીધો હોય, તેવો તે કેવો પ્રતિભાસંપન્ન છે !

તેની પ્રકૃતિ અને તેના યૌવનથી ઉલટી દિશાનું શું તેનું વર્તનતથા વિચાર છે ! મૂર્ખ અજ્ઞાની પંડિતોના સિદ્ધાંતો ઉપર તેણે પોતાની પ્રકૃતિની, અંતરની ઉર્મિઓની ઓળખાણુ ન રાખતાં અત્યારની બધી રચના રચેલી જણાય છે. સાધુપણાનો તે ઉપર ઉપરથી ડોળ કરી રહ્યો છે. પોપટ માફક પઢેલો, સમજ વગરનો તે કેવો 'અચરે અચરે રામ' બોલી જાય છે. બોલેલા બોલનો અર્થ પોપટ જાણતો હોય તો એ જાણે. જાળમાં માછલી જકડાય તેમ મારા સૌંદર્યે એને સપડાવ્યો છે તે મેં જોયું છે. તેનું મન આ વાત કબુલ કરતાં શરમાય છે. તેનું અંતર ડંખે છે તો પણ એને એ વાત અર્ધી તો સમજાઇ છે. પ્રથમના પ્રસંગમાં–સંગ્રામની શરૂઆતમાં જ શત્રુની સામે તેનાં શસ્ત્રો નકામાં થઇ ગયાં; બચાવનાં બધાં સાધનો નિરુપયોગી જણાયાં. આ વાતથી તેનું અંતર બિલકુલ બહાવરૂં બહાવરૂં બની ગયું છે. અહો ! તે એટલું જ જાણે અને સમજે કે તેને એક અસામાન્ય શત્રુની સામે બાથ ભીડવાની છે, તો તો પછી શરમાવાનું કાંઇ જ કારણ નથી !" આ પ્રમાણે બોલી તે ધરાની સુંદરી ધરામાં પોતાની છાયા જોઇ શકે, સંધ્યાના અંધકારમાં પણ પોતાનું પ્રતિબિંબ નિહાળી શકે. એટલી પાણીને લગભગ સ્પર્શ થાય તેટલી નીચી નમી અને બોલી: "વાહવાહ ! જોડું તો જુક્તું જ મળ્યું ! સ્ત્રી જાતિમાં જેવી હું સુંદર છું, તેવો પુરુષ જાતિમાં એ પણ ખુબસુરત છે. મારા સૌંદર્યના પ્રભાવ સામે એ, તથા એની ખુબસુરતી સામું હું ટકી શકીએ તેમ નથી. અમે બન્ને એક બીજાનાં બલિદાન થયેલાં, એક બીજાથી જીતાયેલાં, અને એક બીજાની અંતર–શૃંખલાથી સંકળાયેલાં, જડાયેલાં, બંધાયેલાં છીએ. જેમ શબ્દ તેના અર્થથી જુદો ન થઇ શકે, તેમ એક બીજા સારૂ સરજાયલાં અમે

એક બીજાથી વિખુટાં ન રહી શકીએ. તેથીજ આ મેળાપની યો-જના પ્રભુ સૃષ્ટાએ રચેલી જણાય છે. એ મારો સખા, બંધુ તથા મિત્ર થવા લાયક છે; તથા હું એની સખી, બેન તથા મૈત્રિણી થવા લાયક છું. એ મારૂં સર્વસ્વ છે; હું એની સર્વસ્વ થનાર છું. અત્યાર સુધી જે ઉપ્યાણાનો ભેદ મને જડતો નહોતો, તેનો એના આજના પ્રસંગથી ખુલાસો થઇ ગયો છે. શા હેતુસર, કેવા કારણને લીધે, વિધાતાના કેવા વિચારથી મારો અહીં જન્મ થયો તે મને આજે સમજાય છે. હવે મારૂં શું કર્તવ્ય છે તે પણ મને સ્પષ્ટ જણાય છે. મારે હવે એવી શી યુક્તિ કરવી કે તેનું મન હો કે ના હો, પરંતુ તે અહીં આવી મને મળે અને મારી સ-ન્મુખ થાય. એવી રચના રચું, એવી બાજી ગોઠવું કે આપો આપ તે આ તરફ ધાયો ધસ્યો આવે અને મને મળે. માત્ર એકજ વ-ખત તે મારી સન્મુખ થાય, તો તેના પંડિતોએ આપેલા તમામ જ્ઞાન ઉપર પાણી ફર્યું જ સમજવું. તેનાં પવિત્ર પનોતાં પગલાં આ તરફ ફરે એટલે એના મનને ફરતાં જરા પણ વિલંબ થાય તેમ નથી. એની અહીં આવવાની વૃત્તિ એજ એની હાર અને મારી જીતની સાક્ષી. એ અહીં આવ્યો એટલે હાર્યોજ સમજવો. પ્રેમ સરોવરના રોકી રાખેલા પાણીનું એક ટીપું પણ એના હૃદયની દીવાલ જેવી પરાણે બાંધેલી પાળમાંથી ટપક્યું તો પછી તેની ધારા ચાલવાની, તેનો માર્ગ થવાનો અને જેમ નદીનો ધોધ ઉંચે સ્થા-નેથી પોતાનો માર્ગ જોરથી કરે છે તેમ તેના મનની પ્રેમસરિતા મારા તરફ જોરથી વ્હેતી થવાની. પ્રેમ સરોવર એની મેળેજ ઉ-ભરાવાનું, પ્રેમ સરિતામાં પુર આવવાનું અને પંડિતોનું શુષ્ક જ્ઞાન કયાંનું કયાં તણાઇ જવાનું !"

શંકર ભગવાન પાર્વતીને કહે છેઃ "આમ બની જાય તે માટે, આવું તેનું વર્તન થાય તે સારૂ, શી યુક્તિ કરવી, શી રચના રચવી, કેવી બાજી ગોઠવવી, તેનુંજ ચિંતન કરતી, તેનીજ જંખના કરવી તે વિચારમાં પડી. રાત્રિનો અંધકાર ધીમે ધીમે ત્યાં છવાઇ રહ્યો. ધરા નીચે સુંદરીની શ્વેતપ્રભા તારા પિતા હિમાલયનાં શિખરો રાત્રિમાં પ્રકાશમાન થાય તેમ ઝળકી રહી, હિમમયી શોભા આપી રહી. એટલામાં ધરાને કાંઠે બેઠેલા એક દેડકાના ડ્રાંઉ ડ્રાંઉ શબ્દે રજનીની શાંતિનો ભંગ કર્યો. સ્વપ્નામાંથી જાગી ઉઠી હોય તેમ તે સુંદરી ચમકી હસી પડી અને બોલીઃ "આ તો માત્ર એક દેડકાનો સ્વર છે; છતાં મને એક ક્ષણ એવો વિચાર આવી ગયો કે પેલો કદરૂપો કામરૂપ તો નહી આવી ચઢયો હોય ! એ બન્નેના સ્વરમાં કાંઇક સામ્ય છે ! અરે દૂર થા ! ઓ કદરૂપા કામરૂપ ! મારા દષ્ટિપથથી, મારા મન–માર્ગથી તું દૂર થઈ ચાલ્યો જા ! એકદમ હઠી જા ! તેના આવવાનો ઘણો સંભવ છે. રખે તેનું દર્શન થાય ! તેના સ્વરનું સંભારણું મને ચમકાવે છે. અહોહો ! આ દુનિઆનું કોકડું અજબ જેવું છે ! બીન જરૂરી જડવાનું, ને જરૂરી જણાવાનું પણ નહી. 'ત્યાગે તેની આગે ને માગે ત્યાંથી ભાગે !' અહો ! એથી ઉલટું હોય તો કેવું સારૂં ?"

એકાએક તે ચમકી અને ચીસ પાડી ઉઠીઃ " અહો હો ! હવે મને એકદમ સમજાઇ ગયું. મારા મનમાં ઓચિંતું આવી ગયું અને યુક્તિ જડી ચઈ ! મુશ્કેલી દૂર થઇ ગઇ, કોયડો છુટયો. ઉખ્યાણાનો ઉત્તર એકાએક મળી ગયો. વાહ વાહ ! શી વિધાતાની વિચિત્રતા !" આનંદથી તે તાળીઓ પાડવા મંડી પડી. તેના શરીરનો તનમનાટ રોકાયો નહી. તેનું શરીર જાણે નાચી રહ્યું હોય તેમ તેનાં રોમે-

રોમ આનંદથી ઉશ્કેરાઇ રહ્યાં હોય એવો દેખાવ થઇ ગયો. એકાએક તે બોલી ઉઠીઃ " ત્યારે પેલા કદરૂપા કામરૂપભાઇ તો ઘણા કામના થઇ પડવાના ! મેં એને સારૂ કામ શોધી કાઢયું. હવે માત્ર મારા પિતાને મળવાનું રહ્યું. મારી યુક્તિમાં તેમની સહાયની ખાસ જરૂર છે. મારી યુક્તિને સફળ કરવા જેની જરૂર છે, તે જરૂર મારા પિતા પાસેથી મળશે. "

આમ વિચાર થતાં તરત તે ધરામાં કુદી પડી. ગરિમાની શક્તિ ધરી તળીએ જઇ પહોંચી અને પાતાળમાં પિતાના રહેવાના સ્થાનમાં તેણે પ્રવેશ કર્યો. તેના પિતા એક રત્નના મોટા આસન ઉપર બેસી એક સુંદર ચિત્ર ચિતરતા હતા, ત્યાં તે એકદમ પહોંચી જઇ ત્વરાથી બોલી ઉઠીઃ " શિરચ્છત્ર ! વંદન કરૂં છું. " આમ બોલી પ્રણામ કરી પાસે બેઠી. બેસતાં બેસતાં તે બોલીઃ " મૃત શરીરમાં પ્રવેશ કરવાના મંત્રની મારે ઘણી જરૂર છે, માટે તે મને આપો. "

પોતાનું કામ પડતું મુકી તેના પિતા ચકિત દ્રષ્ટિથી તેના સામે એકી ટસે જોઇ રહ્યા. તેમની પીછી તેમના હાથમાં ને હાથમાં જ રહી ગઇ. મંદ સ્મિત કરી તે બોલ્યાઃ " હે અપરાજિતા ! તારા મનમાં આવો નવો બુટ્ટો કયાંથી ઉઠયો ? તારે વળી મૃત શરીરમાં પ્રવેશ કરવાનું શું પ્રયોજન છે? આ સુંદર શરીરથી તને સંતોષ નથી ? એવું કયું જીવંત શરીર તારાથી વધારે સુંદર છે કે તને તેની કામના થાય ? તું બદલી શકે, તને ઇચ્છા થાય એવું વળી બીજું કયું શરીર છે ? "

અપરાજિતા બોલીઃ " એ બધી હકીકત હું તમને કહું છું તે તમે ધ્યાનથી સાંભળી લો. મારી વાત પુરી થાય ત્યાં સુધી તમે

વચ્ચે બીલકુલ પ્રશ્ન કરશો નહીં." આ પ્રમાણે પિતાને બાંધી લઇ તેણે તેના પિતાને પોતાની બધી હકીકત કહી અને પોતાની યુક્તિની પણ સમજ પાડી. વાત પુરી થતાં તેના પિતાએ હસીને તેના સામે જોયું અને કહ્યું: "ત્યારે હવે તને લગ્નની ઇચ્છા થઇ ખરી. એ વાત તારી સ્થિતિ અને પ્રકૃતિને અનુકુળ જ છે. પણ તું યાદ રાખજે કે રાજાની કાયા છતાં તે એક ક્ષણભંગુર માનવ દેહ છે. એટલે તેની સાથે સંબંધ શા કામનો? તેનાથી તને શો લાભ છે? તેનાથી તારી વૃત્તિને શું પોષણ મળનાર છે? તારી મનોકામનાની એનાથી શું સિદ્ધિ થાય તેમ છે? આપણી જાતિના બધા રાજકુમારોને આમંત્રણ આપી બોલાવીએ. તેમાંથી તારી મનોવાંછનાપૂર્વક તું તારો ભવિષ્યનો સંબંધી ખોળી લે. તારી વૃત્તિ જ્યાં જાય, તારૂં મન જ્યાં ઠરે, તેને તું વરમાળ આરોપી લે." તેના પિતાને આ પ્રમાણે બોલતા અટકાવી તે એકમ બોલી ઉઠી: "જહાનમમાં જાય તે બધા! મારે તેમનું શું કામ છે? મારા પસંદ કરેલા આ રાજા શીવાય મારો કોઇ સ્વામી થનાર નથી. એ જ મારો સ્વામી છે. મારૂં તન, મન ને સર્વસ્વ એને હું અર્પણ કરી ચુકી છું."

તેનું આવી રીતનું નિશ્ચયપૂર્વક કથન સાંભળી તેના પિતા હસ્યા અને ખભા ઉંચા કરી બોલ્યા: "ભલે જેવી તારી ઇચ્છા. જન્મી ત્યારથી જ તું પવન જેવી ચંચળ છે. પવનને દોરાય કે વશ રાખી શકાય તો જ તું દોરાય કે દબાય. મારો પિતા તરીકેનો ધર્મ છે તેથી હું તને ચેતાવું છું કે આ તદ્દન અજુકતું જોડું થવાનું. તદ્દન અન્ય વર્ણ સાથેનો સંબંધ કાયમ શી રીતે રહેશે? સમય જતાં આ તારો રાજા ગત થશે અને તને એકલી છોડી ચાલ્યો જશે. કદાચ તે પહેલાં જ તેની માનવ પ્રકૃતિ તને અનુકુળ ન આવતાં કે

કંટાળતાં તું તેને તારી જાતે જ તજી દેશે. નાગકન્યાને મૃત્યુલોકના માનવી સાથે શું સામ્ય કે સંબંધ હોઇ શકે ? વળી સમય જતાં તે વૃદ્ધ થશે; તેની કાયા જર્જરિત થશે; અંગો શિથિલ થશે; કાયાની કરચળી વળી જશે; વાળ ધોળા થશે; અને પ્રત્યેક અવયવ મંદ થશે." અપરાજિતા બોલી: "શ્વેતકેશ અને કરચળીવાળી કાયા સાથે મારે શો સંબંધ છે? હાલ તો તે યૌવનના પૂર્ણ બહારમાં છે, ને તેને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં પહેલાં મારે શું કરવું તે વિચારવાનો ઘણો અવકાશ છે. તેના વગર હાલ મારૂં જીવન મને અકારૂં લાગે છે. મારૂં જીવન તેનામાં ઓતપ્રોત થયલું મને જણાય છે. એ જ મારી દિશા, એ જ મારો પ્રીતમ, એ જ મારો અભીષ્ટ દેવ, અને એ જ મારો બીજો આત્મા છે. મને હવે એવો મંત્ર આપો કે જેથી હું તેને મારા પ્રેમમંત્રથી આકર્ષું તેના કરતાં પણ વધારે બળથી એને મારો કરવાની યુક્તિ રચી શકું. આવો મંત્ર આપી મને જવાની રજા આપો, એટલે તમે મને અત્યંત વહાલા થઇ પડવાના; અને મને જાણે ફરી જીવન અર્પ્યું હોય એમ હું માનીશ."

તે કન્યાના આવી રીતના કાલાવાલા, વિનંતી તથા આજીજીથી વશ થઇ તેના પિતાએ તેને એક તરત ફળે એવો મંત્ર આપ્યો. આ મંત્ર આપતાં આપતાં તેને સમજ પાડી કે એ મંત્ર બરોબર સાવધાનીથી બોલવો જોઇશે. મંત્રો દેવવત્ છે. વિધિપુર્વક યથાસ્થિત ક્રિયા ન થાય તો તે તેના ઉપયોગ કરનારને ભસ્મરૂપ કરી દે છે. અકુશળ મંત્રોચ્ચાર કરનારા પોતે જ ખોદેલા ખાડામાં પોતે જ પડનારા જેવા જ જાણવા. મૃતશરીરમાં પ્રવેશ કરવો સહેલ છે, પણ તેમાંથી છટકવું, તેમાંથી બહાર નીકળવું મુશ્કેલ છે. મંત્ર જાણનારે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. તારા જેવીને આવા મંત્રની

જરૂર શી છે? તારા પોતાના શરીર કરતાં વધારે સુંદર શરીર આખા ત્રિભુવનમાં પણ મળવું દુર્લભ છે."

આવો મંત્ર આપવા બાબત તેના પિતાને અપરાજિતાએ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને કહ્યું: "પૂજ્ય પિતાજી! મારી ચિંતા તમે જરાપણ કરશો નહિ. આ મંત્ર મારે માટે નથી. એનો પ્રયોગ અન્ય દ્વારાજ થનાર છે. બધી કાયા કાંઇ મારા જેવી સુંદર હોતી નથી. કેટલીક એવી પણ હોય છે કે જે બદલવાને તેના ધારણ કરનારાઓ પોતાનું સર્વસ્વ ખર્ચી નાખવા, પોતાનો આત્મા અર્પણ કરવા પણ તૈયાર હોય છે."

## પ્રકરણ સાતમું

### ઈન્દ્રજાળ

હવે આપણે ધરા પાસેથી ધૂત્કારી કાઢેલા, અપમાન કરી હડસેલી મુકેલા, પેલા કદરૂપા કામરૂપ ભાઇની શી સ્થિતિ થઇ તે જોઇએ. ધરા પાસેથી ધક્કેલાયલો તે જેમ તેમ કરતો ઘર ભેગો થયો. શી રીતે તે ઘેર પહોંચ્યો તેનું પણ તેને ભાન રહ્યું નહીં. તેનો આત્મા તેની પાછળ રહ્યો હતો. ધરા પાસે જ તે મુકી આવ્યો હતો. બેઠો તેવોજ તે સ્થિર જડ થઇ ગયો. ઘરની ભીંતો સામે એકદૃષ્ટિ માંડી જોયાજ કરતો. જે દિવ્ય સુંદરી ધરા ઉપર તેણે જોઈ હતી તેની તેજ એને જ્યાં જુએ ત્યાં દૃષ્ટિએ પડતી. જાણે તેના ઘરની દીવાલો ઉપર પણ તેની જ છબી ચીતરેલી હોય તેમ જોતો. તેણે ધરા ઉપર જોઈ તેવી ને તેવી જ જાણે ત્યાં આવીને ઉભી હોય અને હસતી બોલતી હોય, તેમ તેના હસવાના બોલવાના ભણકારા તેના કાનને લાગ્યા કરતા. તેના આત્મા સાથે જાણે કાયાનો કબજો પણ તે સુંદરીએ

લઇ લીધો હોય એમ તેને ભાસતું. ખાવું, પીવું, ઉઠવું, બેસવું, હરવું, ફરવું, ભટકવું, ઉંઘવું, આ તમામ તે ભૂલી જ ગયો. માત્ર નિરાશાના ઉંડા કૂપમાં તે પડી ગયો. મરવા કરતાં પણ ખૂરી દશા તેના જીવનની થઇ પડી. પોતાની નિરાશા ભરેલી સ્થિતિનું તેને પુરેપુરૂં ભાન થવા લાગ્યું. શોકના સાગરમાં ડુબેલો તે મનથી બડબડયોઃ "દિન પછી રજની અને રજની પછી દિન એમ કાળ વહ્યો જાય છે! એમાં કાંઇ ફેર પડનાર નથી કે બીજું કાંઇ બનનાર નથી! મારા જીવનનું સાર્થક શું? જગતને મારી શી જરૂર છે? હું શું કરી શકનાર છું? મારા જેવી નિર્માલ્ય વસ્તુ તરફ એ સુંદરી શા માટે નજર પણ નાંખે? સ્વમુખે એ સુંદરીએ મને એવી સમજ શું નથી પાડી? માત્ર એના દર્શનાર્થે મારાં સહસ્ર જીવનનો સમર્પણ કરવાં હું તૈયાર છું, અને તે પણ દૂરથી સંતાઇને, છુપાઇને, એ ક્રોધાન્વિત ન થાય તેમ અને એને ખબર પણ ન પડે તેવી રીતે." તેના અંધકારમય આત્મામાં જાણે પ્રકાશનો અંશ પડયો હોય, જાણે તેના પોતાનાજ શબ્દોએ—વિચારે પ્રકાશનાં કિરણોનો સંચાર કરાવ્યો હોય તેમ એકાએક તે કારમી ફીકીઆરી કરી ચમકી ગયો અને બોલી ઉઠયોઃ "અહો! આ બધું શા માટે? આ તો મારી શક્તિનીજ વાત છે. મને એમ કરતો અટકાવનાર કોણ છે? આ વાત તો મારાથી સહેજમાં બને તેમ છે. સહેજ પણ અવાજ કર્યા વગર સર્પની ચાલે ચાલી સંતાવાની એકાંત જગ્યા શોધી, ત્યાં ચુપકીથી શાંતિથી ભરાઇ બેસી, એ સુંદરીનાં દર્શન થાય તેટલે નજીક પણ તેના દષ્ટિપથથી દૂર અદ્રશ્ય રહી, અને તેની કોઇપણ જાતની શિક્ષા થવાના ભયથી રાહત સ્થિતિમાં રહી એના અપૂર્વ દિવ્ય સૌન્દર્યના દ્રશ્યનું

અમૃતપાન કરતાં મને કોણ ખાળી શકે તેમ છે ? આ વાત એ સુંદરીના લક્ષમાં પણ નહી આવે તેમ તે મને જોઇ પણ નહી શકે, ત્યાં પછી તેનો પ્રતિબંધ પણ કોણ કરનાર છે ? પછી શિક્ષાની તો વાતજ કયાં રહી ? વળી આ રીતે તો તે દિવ્ય સુંદરીના દર્શનનો દરરોજ મને લાભ મળવાનો. હે કામરૂપ ! આવી અનુપમ યુક્તિ શોધી કાઢવા બાબત તારી બુદ્ધિને હજારો-હજાર ધન્યવાદ ખરેખર ઘટે છે ! !"

આવા ને આવા વિચારમાં ને વિચારમાં તેનું મન એટલું તો ચકડોળે ચઢયું, તેનું મન આ વિચારમાં–તે દિવ્ય સુંદરીના નિત્ય થનાર દર્શનના આનંદમાં એટલું તો ડુબી ગયું, ભ્રમિત થઇ ગયું કે આ વાત જરૂર બનશે કે કેમ તેનો તેને પુરેપુરો વિશ્વાસ પણ આવ્યો નહિ. આ યુક્તિ આટલી બધી સાદી અને સરળ છતાં તે એને લગભગ અશકય–અસંભવિત જેવી લાગી. માત્ર દૈવયોગથી જ આ યુક્તિ પ્રાપ્ત થઇ હોય, તેની ભાગ્યદેવીએ જ આ યુક્તિ એને સુઝાડી હોય એવી અજાયબભરેલી તેને લાગી, અને તેથી જાણે એ નિરાશાના ઊંડા કૂપમાંથી બહાર પડી જાણે કોઇ દૈવી શક્તિથી આનંદ-સાગરમાં આવી પડયો હોય તેમ તેમાં પૂર્ણાનંદથી મહાલતો જણાયો; અને તેથી જે વાત તે સ્વપ્નમાં પણ દુર્લભ માનતો તે વાત તેને ફળીભૂત થવાની તૈયારી જણાઇ. ખાવાપીવામાં તેને જે રસ રહ્યો નહોતો તે હવે તેને જણાવા માંડયો અને પાછો તે તાજો અને ટટાર થઇ ગયો અને એકદમ ધરા તરફ ધસ્યો. જેમ જેમ તેની સમીપ આવવા માંડયો તેમ તેમ તેની ગતિ મંદ–અતિમંદ કરતો ગયો. જો કે તેની અંતરઇચ્છા તો ત્યાં જેમ બને તેમ જલદી પહોંચવાની પ્રેરણા કરી રહી હતી, છતાં સહેજ પણ અવાજ ન થાય

તેવા રીતે ડગ ભરતો. રખેને કાંઇ ખખડે તેથી જોઇ જોઇ પગ મુકતો. વધારે નજીક આવતાં સાવચેતીથી જમીનસરસો પેટે ચાલવા માંડયો. શ્વાસ ઉંચો રાખી પોતે તેની નજરે ન ચઢે તેટલા સારૂ એક વૃક્ષને ઓથેથી બીજા વૃક્ષને ઓથે રહી માર્ગ કાપવા લાગ્યો, અને એક તરફ રખેને નજરે ચઢી જવાય તેની ધાસ્તી તથા બીજી તરફ તે દિવ્ય સુંદરીના દર્શનની ઉત્સુકતા એવા બેવડા સંતાપની જંજાળમાં સપડાયો.

આવી ગતિ અને મનની આવી સ્થિતિમાં તે ધરાની નજીક આવી પહોંચ્યો અને તેણે ધરા તરફ દષ્ટિ ફેરવી. "અહાહા !" આમ તે દિવ્ય સુંદરીના દર્શનનો તેને અચાનક જ લાભ મળી જતાં તે બોલી ઉઠયો. તેનું મન તેનો આનંદ સમાવી શકયું નહી. તે દિવ્ય સુંદરીને તેણે પોતાની દષ્ટિ સામે જ બેઠેલી દીઠી. ધરાના તીરપ્રાંત ઉપરની તેની રત્નશિલા ઉપર જ તે બેઠી હતી. ધરાના પાણીની સપાટીની લગોલગ તેના બે ચરણો આવી રહ્યા હતા. અતકર્ય સૌંદર્યતાધારી નારીરૂપમાં અમૃત વર્ષાવતી ચંદ્રકળા જ ઉતરી આવી હોય એવો એના દર્શનનો પ્રભાવ હતો. મહાસાગરથી ઉંચે ડોકીઆં કરી રહી હોય, પ્રથમ જ તેનું દર્શન થતું હોય, એવી એનામાં નવિનતા જણાતી હતી. તે ધરામાંથી તરતની જ ઉપર આવેલી જણાતી હતી. તેનાં ફીણસમાન શ્વેત અંગો ઢાંકવાને, સંતાડવાને તેનો કેશકલાપ મિથ્યા મંથન કરતો હતો. વર્ષાઋતુની વાદળીઓમાં સંતાકુકડી રમતી અષ્ટમીની ચંદ્રકળા સમાન, ધરાના જળમાં રમતી રૂપેરી ચાંદની સમાન ચમકારા મારતી મત્સ્યની ક્રીડા,–ઘડીમાં જળની સપાટી ઉપર નાચતી તરતી, ઘડી જળમાં ડુબકાં મારતી, અદૃશ્ય થતી, તથા ઘડીમાં જળથી ઉંચે કુદકાસ મારતી, એવી પ્રતિપળે નવનવા રંગ

ધારતી મીનની ક્રીડાને તે નીરખી રહી હતી. આ પ્રમાણેનું તે દિવ્ય સુંદરીનું દર્શન થતાં જ કામરૂપનું હૃદય દડા સમાન ઉછાળા મારી રહ્યું. તેને બીક લાગી કે રખેને એનો અવાજ તે દિવ્યસુંદરીને કર્ણગોચર થાય. તેના મનની આવી તીવ્ર ચંચળ વૃત્તિથી તે એટલો તો ધ્રુજી ઉઠયો કે તેનાં પોતાનાં અવયવો ઉપર તેની આણ રહી નહી અને ઉભો હતો ત્યાંથી તેના ટાંટીઆ હાલી ઉઠયા. પડતાં પડતાં બચવા માટે તેણે એક સુકી ડાખલી એકદમ ઝાલી ત્યાં તો તે સુકી ડાંખળી કડક અવાજ કરતી ભાંગી. તે જ ક્ષણે તે દિવ્ય-સુંદરીએ તે તરફ દષ્ટિ ફેરવી અને તરત જ આ કામરૂપભાઇ સ્વસ્વરૂપ તેના દષ્ટિપથમાં આવી બીરાજ્યા. આમ થતાં તો કામરૂપ-ભાઇની આશાના મોટા મીનારા ને મીનારા તુટી જતા લાગ્યા. તેને મન મરણતોલ ત્રાસ વ્યાપી ગયો. તે હિમ કરતાં પણ વધારે શીતળ થઇ ગયો. તેના કપાળે પરસેવાના રેબેરેબ વળ્યા. આવી બેહોશ સ્થિતિમાં, બહાવરી દશામાં તે ઉભો. પોતાની જાતનું પણ જ્યારે તેને ભાન નહોતું, તેવામાં તે દિવ્ય સુંદરીએ તેના તરફ એક મીઠી દષ્ટિ ફેરવી, અને જાણે તેની આ સ્થિતિ તે જાણી ગઇ હોય એવી અનુકંપા દર્શાવતી દષ્ટિથી તેણે તેને પોતાની તરફ આવવા ઇશારત કરી અને બોલી: " અહો કામરૂપ ! આવ આવ. મારી નજીક આવ. અહીં બેસ અને આ મારી મીના કેવી કુદે છે તે તું જો. ખરેખર એની રમત જોવા જેવી છે." તે દિવ્ય દેવાંગનાને, નાગકન્યાને આવી રીતે બોલતાં સાંભળી ઘડીભર તેને પોતાની શ્રવણેન્દ્રિયનો પણ વિશ્વાસ આવ્યો નહી. તેણે સાંભળેલી હકીકત ખરેખર ખરી હતી કે ખોટી તેનો નિર્ણય કરવાનું તેને મુસ્કેલ થઇ પડયું. મૃત્યુની શિક્ષાને પાત્ર મનાતો ગુન્હો કરતાં પકડાયલા ગુન્હેગાર માફક તે તે

દિવ્ય સુંદરી તરફ સ્થિર દૃષ્ટિ રાખી તેના કહ્યા પ્રમાણે ન કરતાં ત્યાંનો ત્યાં જ ઠરી ગયો હોય તેમ ઉભો જ રહ્યો. આ સ્થિતિને વિલોકી તે નાગકન્યા ફરી તેના તરફ જોઇ બોલીઃ " હે કામરૂપ! મેં તને બોલાવ્યો તે તેં સાંભળ્યું નહીં કે શું? સ્હેજ પણ બીક રાખ્યા વિના તું તારી મેળે સ્વસ્થ ચિત્ત આ તરફ ચાલ્યો આવ. હવે હું તને જરા પણ હસીશ નહી; મંદ સ્મિત સરખું નહી કરૂં."

આમ બોલતાં બોલતાં પણ તેનાથી સહેજ હસ્યા વગર તો ન જ રહેવાયું. આ જોઇ તે અભાગી કામરૂપને જાણે તેનું હૃદય તેના શરીરને તજી દેતું હોય તેમ જણાયું. મંદ મંદ ચાલી તે તેની પાસે ગયો. મીઠી દૃષ્ટિથી તે તેના તરફ જોઈ બોલીઃ " આવ, મારી પાસે બેસ. આ મીનની ક્રિયા આપણે બે સાથે નિહાળીએ. એ મારી લાડકી છે. મારૂં રમકડું છે. મારા એકાંતની એ જ મારી એકલી સાથી છે. અહો ! પણ તને થયું શું ? તું મારાથી બ્હીતો, ગભરાતો કેમ જણાય છે ? અરે ઓ કામરૂપ ! હું તને કરડી ખાઉં એવી તો નથી ને ?"

" અહો ! મારા ભાગ્યમાં તારી સાથે-તારી પાસે બેસવાનું !" આમ ખેંચાતા ખેંચાતા બોલતા કામરૂપનો સ્વર પણ જાણે પરાણે નિકળતો હોય એવો મંદ તથા ધ્રુજતો જણાયો.

મ્હોં મલકાવી તે ધરાની દેવી બોલીઃ " અહો કામરૂપ ! તને કાંઇ આશ્ચર્ય લાગે છે ? તને કાંઇ ગભરામણ થાય છે ? તને કાંઇ ભય લાગે છે ? અલ્યા, મારી સાથે સમય વીતાડવાનું તને ગમતું નથી કે શું ?"

કામરૂપભાઇ બોલી ઉઠયાઃ " ગમતું નથી ? અહો દેવાંગના ! આ કદરૂપો કામરૂપ કયાં ! અને દિવ્ય દેહવાળી દેવાંગના કયાં ! આ

વિચારથી હું તારી પાસે બેસતાં શરમાઉં છું. આ કેટલું બધું અજુગતું છે ?"

તે નાગકન્યા બોલી: "આ વખત હું તારી સાથે સારી રીતે વર્તવા ધારૂં છું. હું ભુલતી ન હોઉં તો ગયે વખતે જ્યારે તેં મને જોઇ ત્યારે હું નવરી નહોતી. તારા તરફ માયાળુપણે વર્તી નહોતી છતાં તારી દૃષ્ટિમાં મેં વિનય જોયો. કેમ કામરૂપ, આ સત્ય છે કે નહી ?"

કામરૂપની આંખમાં પાણી ભરાઇ આવ્યાં અને તે બોલ્યો: "અહા ! ખરી હકીકત તો એજ છે. પણ તે છતાં આ મને બરાબર હજુ સમજાતું નથી. નારીજાતિમાંની કોઇએ પણ મારા તરફ મીઠી દૃષ્ટિ કરી હોય, માયાળુ વર્તન રાખ્યું હોય કે સ્વેચ્છાથી વાત કરી હોય એવો મારા આ જીવનનો પ્રથમ જ પ્રસંગ છે. ખરેખર હું સ્વપ્નું જ જોઉં છું." તે નાગકન્યા જરા મોટેથી બોલી: "કામરૂપ, તું જરા પણ એવું માનતો નહી. આ સ્વપ્નું નથી. હું નાગકન્યા અપરાજિતા નથી ? સુંદરી તને સ્વેચ્છાથી જોઇ ન શકે એવું તારૂં શરીર ઘડવામાં, તને કદરૂપો બનાવવામાં ખરેખર વિધિએ ક્રૂરતાની અવધિ કરી છે. નારીનો નેહ નયનમાં નાચે છે અને જ્યાંથી શરૂ થાય છે ત્યાં જ સમાય છે, તારા સ્વરૂપને કોઇ પણ પ્રેમદા પ્રેમ સમર્પે એ દુર્ઘટ ઘટના છે અને એનો બધો વાંક તારી કાયાની કુરૂપતા જ છે."

આવાં તે દિવ્ય દેવાંગનાસમ સુંદરીનાં વચનો સાંભળી તે અભાગી ધાંયજાભાઇ એક ઉંડો નિઃશ્વાસ નાંખી બોલ્યા: "અરર ! તમારાં આ વચનો, ઝેર પાયેલા તીર માફક ભોકાતાં છતાં સત્ય વાત જ કહે છે. મારી લજાવનારી કાયા, મારા શોકના કારણભૂત આ શરીર

બદલાય તો કેવું સારૂં ?" ગંભીર વદન, જેમાં સ્મિતની છાયા છુપાતી જણાતી અને અંતરેચ્છા પ્રગટ થતી, તેવા મુખે નાગકન્યા બોલીઃ "માત્ર મૃત્યુ શીવાય દરેક વસ્તુના ઉપાય હોય છે જ. તને પ્રથમ નિરખ્યા પછી તારા ચિંતનનું, શોકનું કારણ જાણી, તારા ગયા પછી મને એકાંતમાં એના ને એના જ વિચાર આવ્યા કરતા. આજે તને ખાસ અહીં બોલાવવાનું પણ તે જ કારણ છે. તને એ બાબત શી ખબર ? બીજું સુંદર શરીર મેળવવા હું જ તને સહાય કરૂં તો ! વળી તે એવું તો સરસ કે જે બે ઘડી હું પણ જોઇ રહું ! ચાલ બોલ, આ વાત તને કબુલ છે ?"

નાગકન્યા અપરાજિતાનાં આવાં વચનો સાંભળી કામરૂપનાં નયનો તેના સ્થાનથી નીકળી પડવાની તૈયારી કરતાં હોય તેવાં બ્હાવરાં બની ગયાં; અને તેથી તેની કદરૂપતામાં ઘણો વધારો થઇ ગયો હોય એવું વિચિત્ર વિરૂપ દ્રશ્ય ખડું થયું. તેનાથી કાંઇપણ બોલી શકાયું નહી. તે નાગકન્યાની સામે ને સામે જ આંખો માંડી રહ્યો અને બ્હાવરૂં બ્હાવરો મનથી બડબડતો ગણગણતો હોય તેવો જણાયો. એકદમ તે બુમ પાડી ઉઠયો " કબુલ ! શેની કબુલાત ? મારી કબુ- લાત ! દેહ બદલવાની ! બીજી કાયાની કબુલાત ! " વળી બરાડતો હોય તેમ બોલ્યોઃ " અહાહાહા ! બીજો દેહ ! બીજી કાયા ! બીજું શરીર ! " વળી મંદ સ્વરે બોલ્યોઃ " ખરેખર, તમારો તર્ક, તમારો વિચાર તદ્દન સત્ય છે. બીજી કાયા સારૂ હું મારા કરોડો આત્મા ઓવારી નાખવા–મારાં અનંત જીવનો આપી દેવા હું તૈયાર છું. પણ એ બને જ કેમ ? એ વાતનો શો સંભવ ? કલ્પનામાં પણ ન આવી શકે તે સત્ય શી રીતે થાય ? તમે મને હસતાં તો નથી ? મારી મશ્કરી તો નથી કરતાં ? " આમ બોલી એ નીસાસા નાંખવા મંડી પડયો અને

જમીન ઉપર નિરાશ થઇ પડયો. "અરર ! એમ તે બનતું હશે ? એ વાત જ શકય નથી. કાયા બીજી બની જાય ! એ વાત જ બને તેવી નથી." ઠંડા માયાળુ સ્વરથી તે નાગકન્યા અપરાજિતા બોલી: "અહો કામરૂપ ! કોણ જાણે છે કે એમ બનતું નહી હોય ? કદાચ બની પણ જાય. અત્યારે તો તું માનવાનો નહી તેથી હું ખાત્રી આપતી નથી. તું જરા શાંત થા, ધીરો પડ, સ્વસ્થ થા. બુમ બરાડા પાડવાનો આ સમય નથી. આપણી વાત વખતે કોઇને કાને ચઢી જાય ને વચ્ચે વિક્ષેપ આવી નડે. મારે તને કાંઇ પુછવું છે. બોલ, ધીમે રહીને ખરી વાત કહેજે. તેં તારી નગરી રાજાને કદી જોયા છે ?" "એમ કેમ પુછો છો ? ગામમાં આવતાં જતાં હું તેમને દરરોજ જોઉં છું." નાગકન્યા બોલી: "એ કાયા તને અનુકુળ છે ? તને ગમે છે ? એ શરીર તારૂં થાય તો તને ઠીક લાગે કે નહી ? મારા સાંભળ્યા પ્રમાણે શહેરની તમામ સુંદરીઓ ગોપીઓ માફક એની પાછળ ઘેલી થયેલી જણાય છે. મેં એ નરેશને જોયા નથી તેથી મારી ધ્યાનમાં તો એ વાત ઉતરતી નથી. સાંભળવા પ્રમાણે એ નરેશ સ્ત્રી પ્રત્યે તદ્દન બેદરકાર છે. નારી માત્રનો તિરસ્કાર કરે છે. જો આ હકીકત સત્ય હોય તો તો ખરેખર બ્રહ્માની ભુલ જ થયેલી જણાય છે. જે આત્મા તારામાં છે તેનો દેહ એ લઇ ગયેલો હોય એમ જણાય છે, માટે એ જ દેહમાં તારો આત્મા જવો જોઇએ: અને જો એ નરેશની કાયા તું ધારણ કરે અને તારી એને મળે તો તો પછી એના વિચાર પ્રમાણે જ બની જાય અને એને કાંઇપણ ચિંતાનું કારણ રહે નહી. કોઇ સ્ત્રી એની પાસે ઉભી પણ ન રહે એટલે એની તમામ ગુંચવણનો અંત જ આવી જાય. એનો આત્મા તારા શરીરમાં આવ્યો એટલે એને સ્ત્રીઓ કોઇ રીતે

કનડવાની નહી. પોતાની મેળે જ સ્ત્રીઓ એનો ખુશીથી ત્યાગ કરશે. એનાથી દૂરને દૂર જ રહેવાની. બ્રહ્માની ભુલથી જ તારા અને આ નરેશના શરીર તથા આત્માઓ એક બીજામાં ઉલટા સુલટી મુકાઇ ગયા છે તેમાં જરા પણ શંકા નથી. અને કોણ જાણે કેવાએ કારણથી તેનું શરીર તારામાં અને તારૂં શરીર એનામાં એમ અવળા સવળી ભરાઈ બેઠાં છે ! એ રાજાના સંબંધની સાંભળેલી બધી વાત જો સાચી હોય, તો તો આમાં જરૂર ભુલ થયલી હોવી જોઇએ."
કામરૂપ બોલી ઉઠયો: "તમે કહો છો તે તદ્દન સાચું જ છે. ખરેખર એમ જ થયેલું હોવું જોઇએ. તમે કહો છો તેમ એ નરેશ મદનમૂર્તિ જ છે. ગોપાળની પાછળ ગોપિકા ઘેલી હતી, તેમ આ પુરની સુંદરીઓ એની પાછળ ગાંડી ઘેલી થઇ જાય છે. પ્રત્યેક સુંદરી એની ઇચ્છા રાખે છે; એના રૂપ ઉપર મોહી પડે છે.

તે નાગકન્યા બોલી: "બેશક, એ રાજાજ તારી કાયાનો ચોર છે. અહો કામરૂપ ! કામદેવની કાયા લઇ, પોતે તેના ધણી ધોરી થઇ, તારે સારૂ બીજું કાંઇ નહી પણ નામ માત્રજ રાખ્યું." સસ્મિત આવું કહી તેણે તેના તરફ અંગનો ચાળો કર્યો એટલુંજ નહી પણ તેના હાથ ઉપર પોતાનો કુમળો કર પણ મુકયો. તે કામરૂપને એ રૂના ગાભા જેવો પોચો–કુમળો–સુંવાળો લાગ્યો. તે પછી નયનોથી પૂર્ણ રીતે તેને નીહાળતી હોય તેમ ઉભી, અને તેની એટલી તો નજીક ગઇ કે જેથી તેના માથાના વાળની સુગંધ તેના આત્માના ઉંડાણમાં ઘ્રાણેન્દ્રિયદ્વારા પ્રવેશ પામી ગઇ હોય તેમ તેને એક પ્રકારનું ઘેન ચઢયું. વળી એવામાં મંદ અતિમંદ સ્વરે ઝીણી ઘંટડી વાગતી હોય તેમ–છુપી વાત કહેતી હોય તેમ ગણગણી: "એ નરેશની સુંદર કાયા, એનો અતિ રૂપવાન દેહ તને મળવાની વિદ્યા શીખવું તો તેથી તેને

સંતોષ થશે ? જ્યારે ગામની બધી લલના એની પાછળ ઘેલી થાય છે તો કદાપિ એના દેહની કાંતિ મને પણ તેની મોહજાળમાં સપડાવા શક્તિમતી થાય; અને તારો એવા શરીરમાં પ્રવેશ થાય તો તો પછી કદાચ મારો પ્રેમ પણ તું મેળવવા ભાગ્યશાળી થાય."



## પ્રકરણ આઠમું

### મંત્રોપદેશ

તે સુંદર નાગકન્યા અપરાજિતાનાં આવાં સ્નેહભર્યાં વચનો સાંભળી કામરૂપ આગળથી તો જાણે આખું જગત ચાલ્યું જતું હોય એમ એને લાગ્યું.જેવી મનુષ્યની સુંદર સ્વપ્નમાં સ્થિતિ થાય તેવી આ સાંભળતાં કામરૂપની દશા થઇ. પોતાનું ડાચું વકાસી આ ભોંળવાયલા ધાંયજાભાઇ ઉર્ફે કામરૂપભાઇ એ દિવ્ય દેવાંગના સમ નાગકન્યા તરફ એકી ટસે જોઇ રહ્યા. બોલવાનાં બહુ ફાંફાં માર્યાં પણ તેની જીભ જ ઉપડી નહીં. તેના સ્થાનમાં તે ચોંટી ગઇ હોય એમ હાલીજ નહી. કંઠમાંથી સ્વર પણ નીકળી શકયો નહી. તે સર્વાંગસુંદર, દેવાંગનાતુલ્ય અનુપમ સુંદરીની રમ્ય મનોહર વાણીથી તેના આત્મામાં અતકર્ય આનંદ ઉભરાવા લાગ્યો. તેના કર્ણદ્વારમાં જ્યારથી તે નાગકન્યાની વાણીનો સંચાર થયો, ત્યારથી

તેની શુદ્ધબુદ્ધ ઠેકાણે રહી હોય એમ જણાતું નહોતું. તેનું મગજ ચકડોળે ચઢયું હોય ભમી ગયું હોય તેવું જણાતું. જેમ તેમ કરતાં તેને કાંઇક ભાન આવતું હોય એમ લાગતું. ઉંઘમાંથી–સ્વપ્નમાંથી જાગતો હોય એવો તેના ચહેરાનો દેખાવ થઇ રહ્યો. આંખો બરાબર ઉઘાડી જુએ છે તો તે દિવ્યકન્યાની દ્રષ્ટિ પણ તેના તરફજ હતી. નાગકન્યાના દ્રષ્ટિપાતથી કામરૂપ પવન હાલે તેમ હાલી રહ્યો અને તેના મંદ સ્મિતના દર્શનથી તો તેને સર્પદંશ પછી ઘેન ચડે તેવું ઘેનજ ચઢયું. વગર બોલે પોતાના બે હાથ જોડી તેણે તે સુંદરીના નયન સામે ધર્યા અને "મારા ઉપર દયા લાવો. મારા દુઃખની દાઝ જાણી બોલેલું ખરૂં કરી બતાવો, અગર તો મને અહીં પુરો કરી નાંખો." એવું કહેતો હોય એવો તેના ચહેરાનો દેખાવ થઇ રહ્યો.

વિચાર કરવામાં સમય વીતાડતી હોય તેમ થોડીવાર વિચાર કરી અપરાજિતા ગંભીર સ્વરથી મંદમંદ બોલીઃ "હે કામરૂપ! સાંભળ. પેલી માછલી જેમ જળમાંથી હવામાં કુદે છે, તેમ હું તને તારા શરીરમાંથી બીજી કાયામાં શી રીતે કુદી પડવું તે શીખવીશ. બરોબર ધ્યાન રાખી તારે કેટલીક વાત સમજવી જોઇશે. તારૂં કાર્ય સાધી લેવાનો ખરેખરો યોગ આવ્યો જણાય છે. તારામાં સહેજ પણ રામ હોય તો જરૂર તે સાધી લે. ફરી ફરી આવી તક મળનાર નથી. તારી જ વાંછના તે રાજાના દેહમાં પ્રવેશ કરવાની છે તેથી અડધો અડધ ગુંચવણ તો ઓછી થઈ ગઇ. જ્યાંસુધી એ રાજાનો આત્મા એના દેહમાં છે ત્યાંસુધી તારો તેમાં પ્રવેશ થઇ શકે તેમ નથી. તું જો કોઈ પણ પ્રયત્ને એ નરેશનો વિશ્વાસુ બની એને હરકોઇ રીતે એક ક્ષણ પણ એનો દેહ છોડવાનું સમજાવી શકે, તો તો પછી તારી તક તને મળી જ સમજજે; તારૂં કામ

જરૂર પાર પડવાનું; તારી ધારણા તરતજ સફળ થશે. બીજા શરીરમાં પ્રવેશ કરવાની વિદ્યા, પરકાયાપ્રવેશ મંત્ર અને તેનો જપ કે જેથી તું તારાથી અન્ય કાયામાં સત્વર પ્રવેશ પામી શકે, તે હું તને શીખવીશ. તે શીખી, તે વિધિ બરોબર યાદ રાખી, પૂર્ણ સાવચેતીથી તે પ્રમાણે વર્તી એ રાજાના શરીરમાં તારે પ્રવેશ કરવો એજ માત્ર તારૂં કાર્ય. પ્રથમ એ રાજાનો વિશ્વાસ મેળવી એના આ બાબતના કૌતુકને જાગૃત કરવું કે જેથી એ નરેશને આ બાબતની હોંશ થાય. મારી સમજ પ્રમાણે આ વાત કાંઇ અત્યંત મુશ્કેલ નથી. રાજાઓ સદાય નવરા હોય છે, ને તેમને ઝાઝાં કામ ન હોવાથી જે સેવક નવનવી ગમ્મતથી રીઝવી શકે તેની તરફ તેમની વૃત્તિ સહેજમાં વળે છે. બ્રહ્માએ તેને સારૂજ તને સરજેલો જણાય છે. તારૂં રૂપ એજ તારી શક્તિ, એ જ તારી ભલામણ, એ જ તારો સ્વાંગ. વિદુષકના રૂપમાં તું એને જરૂર હસાવી શકીશ. એનું લક્ષ જરૂર તારા રૂપથી, તારી કાયાની કુદરતથી તારા તરફ દોરાશે. એની નજર જરૂર તારા તરફ ફરવાની. એ રીતથી એની કૃપા પણ તું મેળવી શકીશ. જ્યારે એ નરેશનું મન તારા ઉપર ઠરેલું જણાય, જ્યારે તું એનો કૃપાપાત્ર, વિશ્વાસપાત્ર બને, જ્યારે તને એમ લાગે કે એ નરેશ તારી વાત ધ્યાનથી સાંભળશે, ત્યારે યુક્તિપૂર્વક દેહ બદલવાના પ્રયોગની વાત તું તેને કહેજે. એ અવનવી અશક્ય લાગતી વાતથી ભોળવાઇ એક ક્ષણ પણ, એક નિમિષ માત્ર પણ તે રાજા પોતાનો દેહ ત્યાગે તો તો પછી તારો બેડો પારજ સમજવો. તારી ધારણા સફળ થયેલી જ જાણવી. તારી મનોકામના પૂર્ણ કરવાની તે જ ક્ષણ. તારી વાંછના તે જ પળે ફળેલી જાણજે. આમ બની જાય–તારી કાયા બદલાય કે તરત મને મળજે અને

મારી પાસે આવી બધી હકીકત વિસ્તારથી મને કહી સંભળાવજે. તું એ નરેશનું સુંદર રૂપ ધારણ કરી મારી સન્મુખ આવશે તે પછી શું બનશે તે આજથી કોણ કહી શકે તેમ છે? તારૂં રાજાના દેહવાળું સ્વરૂપ શી ઇન્દ્રજાળ પાથરશે તેની આજથી શી રીતે ખબર પડી શકે? એ રૂપની મોહિનીને કોણ વશ નહી થાય? કઈ સુંદરી એ રૂપ સામું ટકી શકે તેમ છે?"

આવાં વચનો કહી અપરાજિતાએ એક કટાક્ષથી તેને જોયો. અર્ધ મીલિત આંખેથી તેને જોતાં તે પોતાના મનમાં બોલી: "આ રૂપને મંત્ર ભણાવતાં પહેલાં ખાત્રી કરી લેવાની જરૂર છે કે આ કામરૂપ ભાઇનો આત્મા તેના દેહના સ્વરૂપને મળતો છે, કે પછી એ પોતાના નરેશના દેહને બદલી લેવામાં ગુન્હો માની આનાકાની કરી ખેંચાય તેવો છે. જો આ કામરૂપ ભાઇ એવી વાતથી ગભરાઇ ઉલટી વૃત્તિ બતાવે, મારા મનની ધારણા પ્રમાણે ન વર્તી શકે, મારી યુક્તિ પાર ન ઉતારી શકે તો તો પછી મારે તેની તરફ અનુકંપા બતાવવાની કે તેની દયા ખાવાની કાંઇ પણ જરૂર નથી. આમ થાય તો પછી મારે વળી બીજો ઉપાય અજમાવવાનો રહ્યો. બીજી કોઇ યુક્તિ શોધી કાઢવાની રહી. મારી ધારણા પ્રમાણે પોતાના રૂપથી કંટાળેલા આ ધાંયજાભાઇ પોતાની અહંવૃત્તિને લીધે પણ આ વાત પાર ઉતારશે ખરા. અને મારા રૂપને જોતાં તો એ એના તમામ વિચાર એકાએક એક કોરેજ મુકી દેવાનો. મારી મોહિની એને ગાંડો ઘેલોજ બનાવી દેશે. જરૂર મારી ધારણા સફળજ થવાની. મારી આ યુક્તિ ખરેખર પારજ પડવાની."

તે નાગકન્યાના વિચારો પરિપૂર્ણ રીતે ફળ્યા; સર્વાંગે સફળ થયા. જેવી એ ગાંયજાભાઇની મતિ હતી તેવીજ તેની ગતિ થઇ. તે

કદરૂપા કામરૂપને તો કયારે તેના પોતાના ગંદા દેહથી છુટો થઇ તે રાજાના સુંદર દેહમાં પ્રવેશ થઇ શકે એનીજ લગની લાગી રહી. એના મનથી એની એજ જંખના થયા કરતી. ત્રિભુવનમાં એની બીજી કોઇ પણ પ્રકારની આકાંક્ષા જ ન રહી, અને આ બનાવ જેમ જલદી બને તે સારૂ તેનું મન તલપાપડ થઇ રહ્યું. વળી પોતાને એ વાતથી બેવડો લાભ માની તેનું મન અત્યંત ફુલાયું. એક તો રાજાનો સુંદર દેહ અને વળી તે સાથે સુંદર નાગકન્યા, બન્ને એક તડાકે મળવાનાં. આ બેવડા લાભના લોભમાં તેના મનની આશાઓ એટલી તો ઉભરાવા માંડી કે તાત્કાલિક જ તેના દેહ-ત્યાગની તન્મયતા તેણે ભોગવવા માંડી. અતિ મંદ સ્વરે તે બોલ્યોઃ " પરકાયાપ્રવેશનો મંત્ર મને જલદી શિખવી દો. તે શીવાયનું તમામ કાર્ય હું મારી જાતે, મારી કુશળતાથીજ કરી લઇશ. એ બાબતની લગારે ચિંતા તમારે રાખવી નહીં. જીંદગીભરના આ કદરૂપા કેદખાનામાંથી છુટવા, તેનો ત્વરાથી ત્યાગ કરવા મારી અંતર વૃત્તિ એટલી તો ચંચળ, ઉત્સુક અને તત્પર થઇ છે કે તમે એ મંત્ર મને શિખવો તેટલો વિલંબ પણ તે મુશ્કેલીથી સહી શકે તેમ છે. "

ગંભીર મુખાકૃતિ કરી તે નાગકન્યા બોલીઃ " બરાબર જાગૃત થા; સાવધ થા; પૂર્ણ ધ્યાન દઇ શ્રવણ કરઃ કાનને સરવા કરઃ સ્મરણ શક્તિને તાજી કર. એક શબ્દ પણ ન ભુલાય, એક સ્વર પણ ખોટો ન ઉચરાય તેની ખાસ કાળજી રાખજે. જરા પણ ભુલ થતાં તારી મનકામના પૂર્ણ નહી થાય અને તું અધવચ લટકી જશે. આ વાત તું ખાસ મનમાં રાખજે. "

આવી રીતે તેને બરાબર સાવધ કરી પોતાની મોટી આંગળી

તેના તરફ ધરી તે નાગકન્યા બોલી: " હવે હું તને એ મંત્ર કહું છું. જે શરીરમાંથી આત્મા નીકળી ગયો હોય અને જેના શરીરમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય તેના ઉપર પ્રથમ તો તારી દ્રષ્ટિને બ-રોબર સ્થિર કરવી. ત્યાર પછી એ કાયામાં પ્રવેશ કરવાના વિચા-રને અત્યંત તીવ્રતાથી મનમાં ધારી એની એ જ ધારણા મનમાં સ્થિર કરવી, અને કાંઇ પણ ભુલ વગર આ મંત્ર જપવો:–"**यथो पवेशम् भूतावेशम्** । " આ મંત્રનો યથાવિધિ બીન ચુકે જપ થતાંજ તારા શરીરનો ત્યાગ થઇ જશે અને તારી ધારણામાં ધારેલા દેહમાં તારો પ્રવેશ જરૂર તત્કાળ થઇ જશે. અને જ્યારે તારે તારા શરીરમાં પાછા ફરવાની ઇચ્છા થાય ત્યારે આ બીજા મંત્રનો જપ કરવો:–" **गतासोरस्य स्मरामृतस्य** ।" આ બીજા મંત્રના જપથી નિમિષ માત્રમાં તું પાછો તારી અસલ કાયામાં પ્રવેશ કરી શકીશ. આ મંત્રો તું બરોબર ગોખી રાખજે. એનો પાઠ ભુલાય નહી તેમ ગોખી રાખી, જ્યારે જરૂર પડે ત્યારે કામ લાગે તેવી રીતે મુખે, જીવ્હાગ્રે કરી રાખજે. પ્રયોગ અજમાવતાં પહેલાં તેનું રટણ સતત ચાલુજ રાખજે. જરા પણ ભુલ થવાનો સંભવ ન રહે એવી રીતે જીવ્હાગ્રેજ કરી દેજે. સહેજ ભુલ થતાં તારૂં બધું ડુલ થશે. જરાપણ ચુક થતાં તારી મનકામનાની સિદ્ધિ તો વેગળી રહી, પણ તું અનેક ભયંકર વિચિત્ર ઉપાધિમાં આવી પડીશ અને તારી સ્થિતિ આથી પણ વધારે દુ:ખદ થઇ જશે. "

નાગકન્યા તો બોલતીજ રહી અને પેલા કદરૂપા કામરૂપ ભાઇ તો પણછમાંથી તીર છુટે તેમ સપાટાબંધ દોટ મુકી દોડી ગયા. તે ધરાની સુંદરી તેના તરફ તિરસ્કાર દ્રષ્ટિથી જોતીજ રહી; મનથી તેને તુચ્છકારતી રહી. તે નજરથી દૂર થતાં મોઢેથી

બોલી ઉઠી: " આ ધાંયજાભાઇને કાંઇ ગતાગમ હોય એમ જણાતું નથી. આ બધું શા કારણસર, કેવા હેતુસર, કઇ દ્રષ્ટિથી થાય છે તે સહેજ પણ એના જાણવામાં કે સમજવામાં હોય તો તે પોતાનાજ વિનાશ તરફ આટલી બધી ત્વરાથી, આટલા બધા વેગથી દોટ મુકે નહીં. તેની જીત માત્ર અલ્પ સમયની, અને તેનું પરિણામ મહા ભયંકર થવાનું. મારા પિતાની કહેલી વાત કેટલી બધી સત્ય છે તે એને પાછળથી સમજાશે. "દેવતાઓ સાથે જે રમે છે તેઓ તેમની શત્રુ મિત્ર બધાને ભસ્મીભૂત કરવાની શક્તિને ભુલી જાય છે. " આ બાબતનું જ્ઞાન એને બહુ મોડું થવાનું. રાંડયા પછીનું ડહાપણ શા કામનું ? મૃત શરીરમાં પ્રવેશ પામવો એ જેટલી સહેલી વાત છે તેટલી તે દેહ ટકાવી રાખવો એ નથી. મને જ્યારે એ પુરેપુરો ઓળખતો થશે ત્યારેજ જાણશે કે આમ્ર–મ્હોરના મધુરા રસ પીનાર મધમાખી માફક મુખમાં મીઠાં મધ તુલ્ય અમૃત પણ તે સાથે રાખે છે, તેમ ડંખનું સાધન પણ હું રાખું છું. "

ચંદ્રમૌલીશ્વર ભગવાન્ આ પ્રમાણે વાત આગળ ચલાવતા હતા તેવામાં હિમસુતા પાર્વતી એકાએક વચ્ચે મોટેથી ભાર દઇ બોલી ઉઠયાં: " ખરેખર ! આ અપરાજિતા બહુ છળ પ્રપંચ રમનારી સ્ત્રી જણાય છે ! તેનું અંતર શિલાથી પણ સખત છે. દયાનો અંશ પણ તેનામાં જણાતો નથી. પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા આ અભાગી કામરૂપનો તે ભોગ આપવા તૈયાર થઇ છે. જો ખરી હકીકત આવી હોય તો એનાજ કેશકલાપથી એને ગુંગળાવવાની શિક્ષા થવી જાઇએ. "

પાર્વતીના મુખનાં આવાં વચન સાંભળી ભોળા શંભુ ખડખડાટ હસી પડયા અને મોટેથી બોલ્યા: " હે હિમસુતા ! તમારી

જાતિના આ ગુણથી તમને કેમ અજાયબી ઉપજે છે ? તમને એમાં શી નવાઇ લાગે છે ? સ્ત્રી જાતિનો એ ગુણ ન જાણવા જેટલાં હજુ તમે ભોળાં છો ? અપરાજિતા નાગકન્યા છતાં સ્ત્રી તો છેજ. તે પોતાની જાતિની પ્રકૃતિ પ્રમાણે વર્તે છે. સ્ત્રીઓ બહારથી ને અંતરથી એક હોતીજ નથી. બોલે કાંઇ, કરે કાંઇ, મનમાં એક વાત અને મુખમાં તેથી ઉલટી વાત. સ્ત્રીની આ પ્રકૃતિ સ્વાભાવિક જ છે. પોતાના માનીતા પ્રીતમ સાથે હિમ કરતાં જલદી પીગળે તેવી, હંસ કરતાં પણ કુમળાં કાળજાની; અને જ્યાં પ્રેમ ન કરવો હોય ત્યાં મહાસાગરનાં મહાન વેગવાળાં મોજાંથી પણ ન તુટે તેવા ખડક જેવી હૃદય ધરાવનારી હોય છે. વડ્ર જેવી વિકાળ, વાઘ જેવી ક્રૂર, સર્પ સમાન દંશ દેનારી અને દયાના દેશથી ઘણે દૂર રહેનારી બની જાય છે. પૃથ્વીપરની પ્રત્યેક પ્રેમદા પોતાનો પસંદ કરેલો પ્રીતમ મેળવવાની ઇચ્છા થતાં ગમે તેવો ગમે તેનો ભોગ આપવા તૈયારજ હોય છે; અને પોતે તે સારૂં શું કૃત્ય કરે છે તે પાછું ફરી જોવાની જરાપણ દરકાર કરતી નથી. એની ઇચ્છાની આડે આવનારાં વિઘ્નોને જેમ ગાય પોતાના કાનથી મુખ ઉપરની માખીને ઉડાડી દે તેમ તરત દુર હડાવી દે છે. વહી આ કામરૂપ ઉપર દયા લાવવાનું એ નાગકન્યાને કારણ પણ શું ? તેના પૂર્વ જન્મના કરેલા પાપનું પ્રાયશ્ચિત્ત તેને ભોગવવાનું નિર્માણ થયેલું હોવાથી તે નાગકન્યા તો વિધિથી નચવાતા પુતળા માફક એક સાધન માત્ર હતી. તેં આવો નજીવો તર્ક ઉઠાવી ચાલુ વાતમાં કેમ ભંગ પડયો ? ધરાની સુંદરીની આ કથા કાંઇ તારી ગમ્મત સારૂ દોરેલા ચિત્ર જેવી નથી. અપરાજિતા સારી નરસી જે હતી તે કાંઇ બદલાય નહી, અને એ વાત જેવી બની તેવીજ હું તને કહું છું. સાંભળનારનો ધર્મ માત્ર સાંભ-

ળવામાંજ સમાપ્ત થાય છે. જો એક પ્રેમદા પોતાની પ્રેમની વાતમાં બીજી પ્રેમદાની પ્રસન્નતા પ્રાપ્ત કરવા પ્રયત્ન આદરે, તો તો તેનાથી આ પૃથ્વીપર કાંઇ પણ કાર્ય થઇ શકેજ નહી; કે-મકે આ પૃથ્વીપર પ્રત્યેક પ્રેમદા બીજીની વાત સમજવાની જેવી પ્રવીણતા ધરાવે છે, તેવી પોતાની વાત સમજવાની ધરાવતી નથી. પોતાની પ્રકૃતિ પણ વિસરી જાય છે. પોતાને સાક્ષી રાખી કાર્ય કરવાની કુશળતા ભાગ્યેજ કોઇ કામિની ધરાવે છે. માયાની મૂર્તિ જેમ માયા નચાવે તેમ નાચે છે. એ વખતે એને કોઇ શું કહેશે કે ધારશે તેનું તેને જરાપણ ભાન રહેતું નથી. સૃષ્ટિની શ-રૂઆતથી આજ સુધી કોઇ સુંદરી–સ્ત્રી પ્રકૃતિનું પોતેજ એક દષ્ટાંત છે આ વાત જરાપણ સમજી નથી. પોતાના પંજાથી શીકાર કરતી બીલાડી બીજી બધી બીલાડીઓ પણ એજ રીતે શીકાર કરે છે એ વાત સમજતી નથી; તેમ સ્ત્રીજાતિ પણ પોતાનાથી બીજીની હકીકત સમજવાની નહી.''

હિમસુતા તરત બોલી ઉઠયાં: "હવે નિર્વિઘ્ને તમારી વાત આગળ ચલાવો."

એકવાર ફરી ચંદ્રમોલીશ્વર ખડખડ હસી પડયા અને બોલ્યા: "ચાલુ વાતમાં ભંગ પાડે તું અને ઠપકો ખાઉં હું ! તું અન્યાયની મૂર્તિ ખરી કે નહી ? તું ધૈર્ય ધારી ના શકી અને તારી જાતિ પ્રત્યેની તારી અનુકંપા ઉભરાઇ ગઇ. વાતનો અંત જોયા જાણ્યા વિના તેં અપરાજિતાને એકદમ અપરાધી ઠરાવી દીધી. હવે આ વાતનો અંત પણ જલદીજ આવનાર છે. કાંઇપણ શંકા વિના તું તારે સાંભળેજ જા. "



## પ્રકરણ નવમું

## વિકારનું વૈર

નરપતિ કેશવની શી સ્થિતિ થઇ તે હવે જોઇએ. અપરાજિતાને છોડી તે રાજભુવનમાં ગયો. તે પગે પાછો ગયો પણ તેને ખબર પણ ન રહી કે તે શી રીતે મહેલે પહોંચ્યો. તેને પાછો ફ-રતાં વાર લાગી તેથી કોઇ જંગલી પ્રાણીનો ભક્ષ થઇ પડયો હોય એવી એના રક્ષકોને બીક લાગી હતી, તેથી એને પાછો ફરતો જોઇ બધા રાજી થયા. પોતાને મકાને ગયા પછી કામરૂપની જે સ્થિતિ થઇ હતી તેવી આ નરપતિ કેશવની પણ થઇ. તેનું હૃદય તેની પાસે નહોતું. તે ધરાની સુંદરીને સોંપી આવ્યો હતો. તેને બદલે તેની નીશાનીમાં, તેની યાદમાં તેણે હાથમાં મુકેલું ભુરૂં કમળ હા-થમાં ને હાથમાં ઝાલી લાવ્યો હતો. તે વશે કુવશે કમળને જરા પણ વીલું મુકતો નહોતો, તેને નીચે પડવા દેતો નહોતો. તે જાણે તેની મશ્કરી કરી રહ્યું હોય, તેને કહી રહ્યું હોય કે, “ તારામાં સત્તા હોય તો

તું મને ભુલી જા; જે હાથે આ આપ્યું છે તેને સ્મરણમાંથી દુર કર." એમ તેને લાગતું. એ સ્મરણ દૂર કરવું એ એક ખરેખરી અશકય વાત હતી. ઉંઘમાં પણ તેની આંખ સામે અપરાજિતાની રમ્ય મનોહર મૂર્તિ ખડીને ખડીજ રહેતી. આખી રાત્રિ એના ને એના સ્વપ્નમાં વીતતી. જાગતાં પણ એની એજ મૂર્તિ નજર આગળ ખડીને ખડીજ. એ મૂર્તિને જોતો જાતો, તેનું ને તેનું ચિંતન કરતો, કોઇપણ કામમાં લક્ષ આપ્યા વગર, કાંઇ પણ વિચાર વગરનો શૂન્યવત્ જીવત્-સ્તબ્ધ બની બેસીજ રહેતો. પોતાપર વીતેલી વાત પોતાનેજ કહેવાને તેને ભારે શરમ લાગતી. તેના દંભનો મીનારો એકદમ ભોંયભેગો થઇ ગયો તેથી ગભરાયો-ગુંચવાયો. તે દિવ્યકન્યાના સ્પર્શરૂપ જાદૂથી અત્યાર સુધીના તેના બધા અનુભવોનાં, પંડિતો તથા પિતા તરફથી મળેલા બધાં જ્ઞાનનાં મનમાં બાંધી રાખેલાં મોટાં મોટાં ભવ્ય મંદિરો એકદમ ઉડી જતાં-અલોપ થઇ જતાં-અંતરિક્ષમાં જતાં રહેતાં તેને લાગ્યાં; તેથી તેની મતિ મુંઝવણમાં પડી અને તેને અપાર ક્રોધ ઉત્પન્ન થયો. તે અત્યારે એની સમક્ષ હાજર હોય તો તેના ટુકડે ટુકડા કરી નાંખે એવી તેને ઇચ્છા થઇ. તે છતાં તેની અજબ મોહિની-તેની અદભુત ઇન્દ્રજાળ તેનેજ તેના તરફ ખેંચતી રહી. અહંકાર અને લજ્જા બેવડા બળથી એને એ ઇન્દ્રજાળમાંથી પાછો ખેંચી લાવવા જબરૂં મથન કરી રહ્યાં, છતાં તેનું મન તેને વશ નહોતું. મનનો આ સંગ્રામ તે છોડી દેવા તત્પરતા દર્શાવતો. એક વખતે તેના મનમાં એમ થતું કે જેટલી ત્વરાથી જવાય તેટલા વેગથી તે ધરાની સુંદરી પાસે પહોંચી જઇ સ્વેચ્છાપૂર્વક તેના અધરામૃતનું પાન કરી, ઘેલા બની તેના સેવક થઈ રહેવું. તેના હાથમાંનું તે સુંદરીએ છુટા પડતાં આપેલું ભુરૂં કમળ જેમ ઘોડાને એડ વાગતાં તે ચમકે તેમ

તેના મનને તેના દર્શનથી ચમકાવતું; અને તેને કરમાતું જોતાં તે જાણે એમ કહેતું હોય કે 'તે દિવ્યકન્યાથી વિખુટા પડવાથી હું તથા તુ બન્ને કરમાઇ જઇશું. આપણા જીવનામૃતથી આપણે બન્ને દુર થયા છીએ.'

કેશવ નરપતિની આ સ્થિતિ જોતાં તેના પ્રધાનો, અમાત્યો, સરદારો તથા સંબંધીઓ ઘણી ગુંચવણમાં આવી પડયા. તેઓ એક બીજાને એકાંતમાં પુછવા લાગ્યાઃ "આપણા રાજાને શું અનિષ્ટ થયું છે? તે હમેશાં શોકાન્વિત કેમ રહે છે? દિવસ કે રાત્રિનું તેને કેમ ભાન નથી? જંગલમાંથી ઝોડ વળગ્યું છે કે શું? કે કોઇ ઝેરી પ્રાણીનો દંશ થયો કે શું? જીવતા છતાં મૃતવત્ જેવોજ રહે છે; જડવત્ બની ગયો છે." વૈદ્યો બોલ્યાઃ "એમાં અમારૂં કામ. એ વાતમાં બીજા કોઇ શું સમજે? આ બધો વાંક મરહુમ મહારાજાનો–એના પિતાનો છે. એની ઉદાસવૃત્તિમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. કામદેવને સ્ત્રીવૃંદથી વેગળો કોણે જાણ્યો છે. યૌવન શું વનિતા–વિમુખ રહી શકે?" પોતાને ધન્વંતરી માનનારા એ વૈદ્ય શાસ્ત્રીઓએ તે પછી શહેરમાંથી એક રૂપસુંદરી શોધી કાઢી રાજા આગળ રજુ કરી. તેમની ધારણા કાંઇક હતી અને બની ગયું કાંઇક! તે આશાવંત વૈદ્યશાસ્ત્રીઓ સામે નરપતિ કેશવ એક પ્રચંડ વિકાળ વ્યાઘ્ર સમાન ત્રાડ પાડી કુદયો અને તેમને ત્યાંથી હાંકી કાઢયા. બિચારા વૈદ્ય બુવાઓ તેમના ઔષધરૂપ બનેલી સુંદરીને મૂર્છિત અવસ્થામાં ઉપાડી ત્યાંથી એકદમ પોબારા ગણી ગયા; નાશી છુટયા.

પ્રધાનો બોલ્યાઃ "અહો! વૈદ્યશાસ્ત્રીઓ કેવા મૂર્ખ છે? પોતાને બીજાના કરતાં વધારે ડાહ્યા ગણાવનારાને શિક્ષા તો સારી

થઇ. મયૂર આગળ સર્પ ધરવો, અને જેની દષ્ટિ સાંખી ન શકે એવી સ્ત્રી જાતને આ રાજા આગળ રજુ કરવી આ બે વાત બરાબર છે." વિદ્વાનો, પંડિતો, સાધુ–સંત પુરુષોની સલાહ પુછી નરપતિ કેશવની મનોવૃત્તિ સ્થિર કરવાના અનેક પ્રયત્નો કરવા માંડયા અને તે પણ તેવાજ નિષ્ફળ નિવડયા. એ રાજાના આનંદ સારૂ બોલાવેલા ગવૈયા, નાચનારા, જાદુગરો, નટો વિગેરે કોઇ તરફ તેણે દષ્ટિ સરખી પણ કરી નહી. શોકના મહાસાગરમાં ડુબી ગયો હોય, દીલગીરીથી છવાઇ ગયો હોય, શોકનુંજ ધ્યાન ધરતો હોય તેમ શોકની મૂર્તિ સમાન દેખાતો તે કાંઇ પણ કાર્ય કર્યા વગર દિવસને રાત્રિ સુનમુન પડયો રહેતો. નિરાશ થઇ પ્રધાનોએ એવી યુક્તિઓ પણ છોડી દીધી. રાજ્યમાં બધે દાંડી પીટાવી કે રાજાને જે કોઇ સારા કરશે તેને એમના વજન જેટલું સુવર્ણ આપવામાં આવશે. વાયુ વેગે આ વાત બધે પ્રસરી ગઇ. આગની બુમ પડતાં લોકસમુહ ખળભળી ઉઠે તેમ રાજાની આ સ્થિતિની ખબર સાંભળી મધપુડા પાસે મધમાખી ઉભરાય તેમ લોક રાજાના મહેલ પાસે સોનું લેવાની ઇચ્છાથી નહી પણ તેની ખબર જાણવા ટોળાબંધ ઉભરાયા. રૈયતનો પ્રેમ રાજા તરફ પુષ્કળ હતો. તેમને તેમના રાજાનું અભિમાન હતું. તેઓ તેને કામદેવનો અવતાર માનતા. હાથી ઉપર અંબાડીમાં બેસી જ્યારે જ્યારે તે નગરીમાં આવ–જા કરતો, જ્યારે જ્યારે તેની સ્વારી નીકળતી, ત્યારે ત્યારે લોકો તેનાં દર્શન કરી પોતાના જન્મ્યાનું સાર્થક્ય થયેલું સમજતા, તેના દર્શનથી પોતાને પાવન થયેલા સમજતા.

નગરીમાં ચર્ચાતી આ વાત કામરૂપને કાને પણ આવી. આ હકીકત જાણી તેના આનંદનો પાર રહ્યો નહી. તે નાચવાજ મંડી

પડયો. તે પોકારી ઉઠયો: "કેવી સુંદર તક! આ તકની તો મને જંખનાજ થયા કરતી હતી. આવી તકની તો હું રાહ જોતોજ બેઠો હતો. પોતાના દેહ ઉપર તેને ત્યાગવૃત્તિ થઇ હોય તે તો હું શોધતો ફરૂં છું. આવી તક કયાં મળે, કેવી રીતે મળે, કયારે મળે, તેનાજ વિચારમાં મારૂં મન રોકાયેલું હતું. ખરે, મારી પ્રાર્થના સાંભળી વિઘ્નવિદારક ડુંડાળા દેવેજ મારા લાભ સારૂ આ રચના રચી હોય એમ જણાય છે."

પોતાની વાત આગળ ચલાવતાં ચંદ્રમૌલીશ્વર મહાદેવ બોલ્યા: "એ કદરૂપા કામદેવને સ્વપ્ને પણ ભાન થાય એમ નહોતું કે આ વાતનું મૂળ પેલી ધરાની નાગકન્યા હતી, અને ડુંડાળા દેવને આ વાત સાથે કોઇ પ્રકારે લેવાદેવા નહોતી. અંધકારમાં અફળાતા આંધળાઓના જેવી ખરેખર આ મૃત્યુલોકની કથા અતિ વિચિત્ર છે. આ બધાને ભેગા થવાના કારણરૂપ કોણ હતું તેનું ભાન નહોતું એ કદરૂપા કામરૂપને કે નરપતિ કેશવને. ગામના અંતિમ ભાગની ક્ષુદ્ર ઝુંપડીમાં રહેતા આ ધાંયજાભાઇ કયાં? અને એક વિશાળ નગરીનો પૂર્ણ ઐશ્વર્યશાળી મોટા મહેલમાં મહાલનારો નરપતિ કેશવ કયાં? આ બે વચ્ચે સામ્યજ શું હોઇ શકે? એવી કોણ શંકા કરી શકે કે એકજ રથે જોડાયલા બે અશ્વ સમાન, પોતાની ઇચ્છાવિના હંકાતા, એકજ લક્ષ તરફ એકજ વ્યક્તિથી પ્રેરાયલા તે આગળને આગળ ધપતા હતા. વિધાતા! આવી વિચિત્ર ઘટનાથી ખરે તનેજ ધન્યવાદ ઘટે છે!

લાંબા વિચારને અંતે કામરૂપ ભાઇએ પોતાનું ડાચું સાફ કર્યું; લીલા પીળા વાઘા ધારણ કર્યા અને પોતાના દેહને રાજમંદિર તરફ હંકાર્યો. રાજદ્વાર સમીપ ખડા થઇ દરવાનને આજ્ઞા કરી કે: "મને

તમારા રાજા સમક્ષ રજુ કરો. તેમના રોગની જડીબુટ્ટી મારી પાસે છે. હું તેમનો રોગ સારો કરીશ." દરવાનો એક બીજા સામું જોઇ વાત કરવા લાગ્યાઃ "આ તો વેષ પલટી આવેલ ગામના ગાંદે રહેતા પેલા ધાંયજાભાઇ કામરૂપ જેવા લાગે છે! વાદળું સૂર્યને શે છાવરે! રાજાને વતું કરાવવું નથી કે દાઢી મુડાવવી નથી, તો પછી ધાંયજાભાઇનું અહીં શું કામ છે?" આ સાંભળી કામરૂપ બોલી ઉઠયોઃ "વાળંદો પણ અનેક વિદ્યામાં પ્રવીણ હોઇ શકે છે. માણસની વેદનાના તે પણ જાણકાર હોય છે. ઘણી બાબતમાં તેઓ પણ સહાય કરી શકે છે. તેમની પાસે પણ અદ્ભુત ઇલાજો હોય છે. આ રાજાની આવી પ્રકૃતિના ઉપાય પણ તેમની પાસે હોય છે. ત્રણે ભુવનના વૈદ્યશાસ્ત્રીઓ કરે તેના કરતાં હું કાંઇ ઉત્તમ કરી શકીશ. તેઓ તો માત્ર શરીર સુધારી શકે; હું તો આત્મા સુધી પહોંચી શકું છું. આ રાજાને સારા કરી કમાવાની વૃત્તિ હું ધરાવતો નથી. માત્ર રાજાના દેહનીજ મને તો ચિંતા છે. મફરે સુવેર્ણ્ કે દ્રવ્યની સહેજ પણ ઇચ્છા નથી." આવાં વચનો સાંભળી માંહોમાંહે થોડી રકઝક કરી દરવાનો નિર્ણયપર આવ્યા કે "આ ગાંયજાભાઇ ભલે જાય. શી હરકત છે? બધા ઉપાય નિષ્ફળ જાય છે ત્યારે આવાની કોઇ યુક્તિથી વખતે કાંઇ સારૂં બની જાય, તેથી તે પણ અજમાવી જોઇએ. કોણ જાણી બેઠું છે? આવાની કોઇ યુક્તિથી વખતે સારૂં પરિણામ પણ કેમ ન આવે? આ અતિ વિચિત્ર ધાંયજાભાઇને જોતાં કદાચ આપણા રાજાની દીલગીરી હઠી પણ જાય." આવો વિચાર થતાં કદરૂપા કામરૂપને તેમણે તેના વિચિત્ર વેષ સાથે રાજા પાસે રજુ કરી દીધો.

આ વિચિત્ર મૂર્તિ રાજા સમક્ષ આવી કે તરત જ નાચવા

માંડી પડી. કામરૂપ નાચવા લાગ્યો એટલું જ નહી પણ તેનાં બધાં અંગો વિચિત્ર રીતે હલાવતો, આંગળીઓથી હવામાં અનેક ચાળા કરવા લાગ્યો. તેણે પોતાનું જ જોડેલું એક જોડકણું લલકારવા માંડયું. પોતાના દેહને વિચિત્ર રીતે મરોડતો, પોતે કયાં છે, શું કરે છે, કોના સમક્ષ ઉભો છે, આ બધી બીનાને વિસારી મુકી જાણે ભાન જ ભુલી ગયો હોય તેમ, ગમે તેમ કુદવા–દોડવા અને અંગ મરોડના કાંઇ કાંઇ ખેલ કરવા માંડી પડયો. કાક–શ્વાન–ગર્દભ સાથે સ્પર્ધા કરતો તેનો સ્વર એવો અદ્‌ભુત નિકળતો કે ત્યાં જે સેવકો ઉભા હતા તેમણે રાજાની સમક્ષ આવી તેની એવી ક્રિયા અને તેના અતિ વિચિત્ર ચેનચાળા જોઇ ઘણું ઘણું રોકી રાખવા છતાં, રોકેલું ન રહેવાથી, મોકળે મુખે ખડખડાટ હસવાનું શરૂ કર્યું. પોતાની સમક્ષ આવું ધાંધલ થતું જોઇ મરજી ન છતાં શૂન્યવત્ ઉદાસીનતા ધારણ કરી બેઠેલા નરપતિ કેશવને પણ તે તરફ જોવાની ફરજ પડી. આ દેખાવ જોતાં જ પોતાની વૃત્તિનું પણ તેનું ભાન ઉડી ગયું અને તેનાથી પણ ખૂબ જોરથી ખડખડાટ હસી પડાયું. સેવકો તે જોઇ વધારે ને વધારે હસવા માંડયા અને હાસ્યના સમુદ્રમાં જ જાણે બધા ડુબકી મારી રહ્યા હોય એવો દેખાવ થઇ રહ્યો. તેમનું હસવાનું કોઇ રીતે ખાળ્યું ખળે નહી કે રોકયું રોકાય નહિ. વખત જતાં જે લોકો સાવધ હતા તેઓએ પરાણે પરાણે હસવાનું રોકી માંહોમાંહે વાત કરવા માંડીઃ " આ જન્મના ખુંધીઆ, લંગડધીગડ, કદરૂપા કામરૂપે પોતાના દેહની વિચિત્રતાનો ખરો પ્રભાવ જાણ્યો છે. તેને દૈવની સહાય હોય એમ જણાય છે. રાજાની કૃપાદષ્ટિ મેળવશે એટલે એના ભાગ્યનો પાર રહેવાનો નથી. એના આ સ્વરૂપે એને સુવર્ણનો સ્વામી બનાવ્યો. રાજાની કૃપારૂપ સુવર્ણનો મેરૂ એની સમીપમાં જ જણાય છે. "

નરપતિ કેશવને હસવાનું રોકતાં કેટલોક વિલંબ થયો અને તે પણ ઘણી મુસ્કેલીથી હસવાનું ખાળી શક્યો. તેની આંખોમાં પાણીની ધારા જણાતી. તે કામરૂપ પ્રત્યે બોલ્યો: "હે આપત્તિના અવતાર ! તારૂં નામ શું ?" તેણે પોતાનું નામ કામરૂપ જણાવ્યું ત્યારે તો નરપતિ કેશવ પાછો ફરીથી હસવા જ મંડી પડ્યો. જાણે એક ગાંડો માણસ કેમ હસતો હોય, તેમ તે નરપતિ કેશવ ખૂબ હસ્યો. હસવાનું પરાણે ખાળી તે મંદ સ્વરે અચકાતો અચકાતો બોલ્યો: "હે કામરૂપ ! તું મને હસાવી હસાવી ગાંડો ઘેલો કરવા આવ્યો છે કે મને સારો કરવા? તરવારને જેવી મ્યાન, તેમ તને તારૂં નામ બરાબર બંધબેસતું જ છે. નામમાં પણ તું ખરેખરો ભાગ્યશાળી જણાય છે." કામરૂપે વિચિત્ર મુખનો ચાળો કરી ઉત્તર આપ્યો: "મહારાજ સત્ય જ બોલે છે. છતાં તમે બોલ્યા તે પુરેપુરી સમજણથી નહી. તમે તમારી બુદ્ધિથી સમજી શકો તેના કરતાં પણ ઘણી ઉત્તમ રીતે મારૂં નામ મને બરાબર બંધ બેસતું છે. એક તરવારને ઘણી મ્યાન અને એક પગને ઘણા જોડા હોઇ શકે." નરપતિ કેશવે કહ્યું: "આ તારી મર્મવાણી મને સમજાતી નથી. મને એમાં કાંઇ સમજ પડતી જ નથી. મારી ગમ્મત ખાતર તું ગમે તેમ લવતો જણાય છે." તે કામરૂપ બોલ્યો: "મારા શરીરનો દેખાવ કઢંગો હોવાથી જગત મારી બાબતમાં ઘણું છેતરાય છે. પણ આ મૂર્તિ તો નાળિયેર જેવી બહારથી બેડોળ પણ અંદર સુંદર ગલ ધરનારી છે. મારૂં રૂપ બહારથી બેડોળ હાસ્ય ઉત્પન્ન કરે તેવું ઘડેલું છે, પણ બ્રહ્માએ પોતાની એ ભુલનો બદલો બીજી રીતે વાળી દીધો છે. આવી વિરૂપતાની ક્રૂરતા તેણે મારા તરફ વાપરી, પણ પાછળથી તેનો કૃપા-પ્રસાદ મને મળ્યો છે. જે અજબ ગુણ, જે છુપો ભેદ તેણે મારામાં મુકેલો છે, તે બીજે

કાંઇ જડે તેમ નથી. જે છુપી વિદ્યા તેણે મને શિખવી છે તેનું જગતમાં કોઇને જ્ઞાન નથી. જે મંત્ર હું જાણું છું તેની ત્રિભુવનમાં કોઇને ખબર નથી તો કલ્પના તો કયાંથી જ હોય ? મહારાજ ! જે પોતાનો દેહ સ્વેચ્છાએ બદલી શકે તે ખરેખર કામરૂપ નામથીજ ઓળખાય." ક્રોધાન્વિત અને તિરસ્કાર ભરેલી દૃષ્ટિ કરી તે નરપતિ બોલ્યો: "અલ્યા કામરૂપ! જે વાત સંભવતી નથી તેના ગપ્પાં ન માર. અસત્ય બોલતાં શરમાતો નથી ? એ વાત મનાયજ નહિ. જો આ વાત સત્ય હોત, તારી શક્તિની હોત તો તારૂં શરીર તેં કયારનુંએ બદલી લીધું હોત. આ રૂપમાં તું અહીં આવતજ નહી. બીજું કોઈ પણ રૂપ તારા આ રૂપ કરતાં સહેજ પણ સારૂંજ હત." આવાં તે નરપતિનાં વચનો સાંભળી કામરૂપ તરત બોલી ઉઠયો: "મહારાજ ! આવાં વગર વિચાર્યાં વેણ આપના મુખને શોભાભર્યાં નથી. મારૂં આ રૂપ, જેને તમે ધિક્કારો છો તેનો પણ કાંઇ ઉપયોગ તો હોવોજ જોઇએ. જે બીજા કોઇપણ રૂપથી ન બની શકે તે આ રૂપથીજ બની જાય. બીજા કોઇપણ ગુણને લીધે નહિ પણ મારા આવા રૂપને લીધેજ હું આજ મહારાજ આગળ રજુ થઇ શકયો છું. તેથી હું તો એજ બીનાને મારા જન્મ્યાનું સાર્થક સમજું છું. આજે મને મારા જીવનનો હેતુ સમજાયો. આજે મારૂં જીવ્યું સફળ થયેલું હું માનું છું. મારા આવા રૂપ શીવાય આપની ઉદાસીન વૃત્તિ શી રીતે ઉડી જાત ? આપને શી રીતે હસવું માત નહીં ?" નરપતિ કેશવ બોલ્યો: "તારી વાત ખરેખર સત્ય છે." કામરૂપે કહ્યું: "હવે તમે ખરી હકીકત સમજ્યા. આ મારા રૂપને એમને એમ રહેવા દેવામાં મારાં શાં કારણો હશે, મારો શો હેતુ હશે તે કોણ જાણે છે ? ભલે આ બધી વાત ગમે તેમ હોય ! એ વાતનો બધો

ભરમ અત્યારે ન કહેતાં એટલું તો કહેવાને તૈયાર છું કે મારા નામ પ્રમાણે મારી ઇચ્છા થાય ત્યારે, ગમે તેવું રૂપ હું ધારી શકું છું. મારૂં રૂપ સ્વેચ્છાપૂર્વક બદલી શકું છું એટલુંજ નહી પણ જો તમારી ઇચ્છા થાય, તમારી વૃત્તિ થાય, તમારી જીજ્ઞાસા એ બાબત જાણવાની થાય, તો તમને પણ એવો મંત્ર શિખવી દઉં કે જેથી તમે પણ તમારી સ્વેચ્છાએ તમારો સ્વાંગ બદલી શકો. તમારી જીજ્ઞાસાની તૃપ્તિ શીવાય, તમારા મનને રમુજ આપ્યા શીવાય આ વાત તમારી સમક્ષ જાહેર કરવામાં મારો કાંઇ બીજો હેતુ છેજ નહિ. અને મને લજવાવે એવું આ સુંદર સ્વરૂપ છોડી તમે તે બીજું કયું ધારવાની ઇચ્છા કરવાના હતા ?"

કદરૂપા કામરૂપનાં આવાં વચન સાંભળી નરપતિ કેશવને કૌતુક થયું. તેની જીજ્ઞાસા વૃત્તિ જાગી. વિચાર કરી તેણે પૂછયું: "સ્વાંગ બદલવો જેટલો સહેલો છે તેટલો તે પાછો ફેરવવો સહેલો છે ?" કામરૂપે ઉત્તર વાળ્યો: "આપણાં ઉતારેલાં વસ્ત્રો પાછાં પહેરવાં જેટલુંજ તે સરળ છે." કેશવરાજે પૂછયું "હાલ અહીં તે બની શકશે ?" કામરૂપે જવાબ આપ્યો "ના મહારાજ ! અહીં, આ સ્થળે તે બને નહિ. આ ભેદ આ મંત્ર દરેકને સંભળાવવા જેવો નથી. પૃથ્વીભરના ખજાના સારૂ પણ હું એ મંત્ર બીજાને વેચવા તૈયાર નથી. છતાં મહારાજ તમને તો તે હું શિખવવા રાજી છું. પણ તે એકાંતમાં. તમે મારા રાજા, તેથી તમારી આજ્ઞા મારે પાળવી પડે. મારી પોતાની બાબતમાં તો હું તદ્દન બેદરકાર છું. માત્ર તમારી ગમ્મત ખાતર આ કાર્ય મારે કરવાનું છે. નિર્ણય કરવો મહારાજની મરજી ઉપર. દેવ જેની વાંછના કરે એવો દેહ જેને સહેજમાં મળ્યો હોય, જે દેહની દેવો પણ ઇર્ષ્યા કરતા હોય, તેને તે બદલવાની

ઇચ્છા પણ શાની થાય ? અને તે એવા દેહને બદલે પણ શું કરવા ? ખુદ કામદેવ પણ પોતાનું શરીર તમને આપી દેવા તૈયાર થાય, તો પછી તમે તેવા દેહને બદલો શું કામ ? તમારે તે બદલવાની જરૂર પણ શી ?"

નરપતિ કેશવ બોલ્યોઃ "હાલમાં મારે કાંઇજ કામ નથી. હું નવરો છું. ચાલ, તારી શક્તિની, તારી વિદ્યાની વિચિત્રતા જોઉં. તેમાં સત્યતા કેટલી છે તે જણાશે. જો મારા ધારવા પ્રમાણે તારી આ કથામાં સત્યતા નહી જણાય, માત્ર તારી ડંફાસ કે ગપ્પાં જણાશે, તો તને સખત શિક્ષા કરીશ. તારો બરડો બેવડો થશે. કહે છે તેમ કરી બતાવવામાં જો તું નિષ્ફળ નિવડયો, તો તો પછી તારૂં આવીજ બન્યું એમ સમજજે. તારૂં કહેલું તું યથાર્થ કરી બતાવશે, તારી વાત તું સફળ કરી બતાવશે, તો તો પછી રાજ-કૃપાનું શું ફળ છે તેની પણ તને ખાત્રી થશે."

નરપતિ કેશવનાં આવાં ઉત્તેજન ભરેલાં વચનો સાંભળી કામ-રૂપને હર્ષની ધ્રુજરી છુટી. ખુશીથી તે ફુલાઇ ગયો અને તેના મનની અતિ ચંચળવૃત્તિને ઢાંકવા નાચવા મંડી પડયો. ખૂબ હસ્યો, ખૂબ કુદયો અને પોકારી ઉઠયો: "આ બધી હકીકતનો ન્યાય મહારાજ કરે. દેહ ને આત્મા, આત્મા ને દેહ, કાયા, વાચા, મનસા હું આપનોજ સેવક છું."

## પ્રકરણ દસમું

## આત્માની અદલાબદલી

કામરૂપની હૃદયગુહામાં જે બીજનું આરોપણ કર્યું હતું તેને ફળીભૂત થવાની અતિ આતુરતાથી આકાંક્ષા રાખી, તે નાગકન્યા પોતાના ઘરના સુંદર તટપ્રદેશ ઉપર બેસી દિવસો નિર્ગમન કરતી હતી. મનમાં શંકા કરતી, વિચારતીઃ "એ કામરૂપ જેવો નિર્ભાગી છે, જેવો કદરૂપો છે, તેવોજ એનો આત્મા હશે તો તો એ જરૂર સફળ થવાનો. મંત્ર તો જરૂર ફળે તેવોજ છે. પણ તેથી શું ? જે વાત મારાથી બની શકે તેમ નહોતી તે મારે એને સોંપવીજ પડી. સમય ચાલ્યો જાય છે ને કેમ કાંઇ જણાતું નથી ? કેમ કોઇ આવતું નથી ? મને ચિંતા થાય છે કે કદાચ એ એની યુક્તિમાં ફાવ્યો નહી હોય ? તે રાજા પાસે પહોંચી શક્યો પણ નહી હોય ? જો એ રાજાની નજીક જઈ પહોંચે, તો તો પછી બધી વાત સહેલી થઇ જાય. ખરી મુશ્કેલી ત્યાં જવામાં, રાજાની આગળ રજુ

થવામાંજ છે. મારી એકલી અખુટ શ્રદ્ધા વિઘ્નવિદારક કુંડાળા દેવ ઉપરજ છે. તે ધારે તો પૃથ્વીપરના નાનકડા દરમાં રહેતા ઉંદરને અને આકાશમાં ઘણે દૂર વસતા સૂર્યને પણ મેળવી શકે. એની પાસે શું અશકય છે."

આવા આવા વિચારમાં ગરક થઇ ગયેલી તે ધરાના સુંદર તટ ઉપર રત્નશિલાના આસને બેઠેલી છે તેવામાં કોઇ ઉતાવળું ઉતાવળું તેના તરફ આવતું હોય એવાં પગલાંનો અવાજ તેના કર્ણદ્વારે અથડાયો. ઝાડની ધાટી ઘટામાંથી જોતાં કામરૂપનાં પનોતાં પગલાં પોતાની નિકટે આવતાં તેને જણાયાં. તે નાગકન્યા એકદમ બોલી ઉઠી: "અહો ! તે ઉતાવળો ઉતાવળો આ તરફ આવતો જ-ણાય છે. ખરેખર એ તો એજ. બીજો કોઇ નહી. મારી યુક્તિની સફળતા કે નિષ્ફળતા હવે તરત જણાશે. મારી જમણી આંખ ફરકે છે તેથી જણાય છે કે મારી યુક્તિ જરૂર ફળી છે. જો એનું નિશાન એ ચુકયો હોય તો આમ ઉતાવળો ઉતાવળો હોંસભર આ તરફ આવેજ નહી. કદાચ આવે તો પણ મંદ મંદ ચાલે નીરાશ થયેલો જ આવે. એનો પ્રયોગ નિષ્ફળ ગયો હોય તો તો એની દુર્દશાજ થઈ હોય. માટે ખચીત મારી ધારણા જરૂર ફળી છે. મારી યુક્તિ પાર ઉતરી છે. ખરે એ કુંડાળા દેવેજ મને સહાય કરી છે."

ધરાના સુંદર તટે પોતાના શિલાસને બેસવા તે તરત પાછી ફરી તેટલામાં જ ઝાડના ઝુંડમાંથી ડોકીયું કાઢતો તે સન્મુખ આવી ઉભો. દૃષ્ટિ એક થતાં કારમી ચીસ પાડી પગે પડી એકદમ પોકારી ઉઠયો: "હે દિવ્યકન્યા! તારા નયનના દેખાવથી તું છેતરાતી ના. આંખો બડી ઠગારી છે. તે જરૂર તને છેતરશે. હું કામરૂપ નથી તેમ નિર્ભાગી ગાંયજાભાઇ પણ નથી. અંતરથી હું નરપતિ કેશવ છું. મારૂં

પોતાનું શરીર એક કપટી કંગાલની કારમી વિદ્યાના બળે છળકપટથી, યુક્તિથી, અપ્રમાણિકપણે ચોરાઈ ગયું છે. હવે મારી સર્વ આશા માત્ર તારામાં જ છે. તારે શરણે આવવાનું એ જ કારણ છે. બધાએ મારો ત્યાગ કરવાથી, હું તારે શરણે નાસી આવ્યો છું." આ સાંભળતાં અપરાજિતાના હર્ષનો પાર રહ્યો નહી. તે મનમાં તે મનમાં બોલીઃ "મારી યુક્તિ બરાબર ફળી. કાયાની અદલાબદલી પુરેપુરી સફળતાથી થઇ ગઇ." અપરાજિતાએ તેને પૂછ્યું: "તું કોણ છે ? હું તને ઓળખતી નથી. મેં મારા જીવનભરમાં તારા પર નજર સરખી પણ નાંખી નથી. તું કહે છે તે ખરેખર સત્ય હોય અને તું રાજા જ હોય તો તો રાજાનો ધર્મ બીજાને આશ્રય આપવાનો છે, આશ્રય શોધવાનો નથી. તું જ રાજા છે એમ શાથી કહી શકાય ? તું રાજા છે એમ જાણવાને શું ચિન્હ છે ? આ નગરીના રાજાને તો મેં નજરોનજર જોયો છે, અને ખરેખર તે તો તું હોય એમ જરા પણ જણાતું નથી. સુકાં પાંદડાં અને ખીલતાં સુંદર ભુરાં કમળ વચ્ચે જેટલો અંતર તેટલો તારા અને તેના રૂપમાં છે !"

અપરાજિતાનું આવું બોલવું સાંભળી તે ગાંયજાભાઇના દેહે એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને નિરાશ થઇને બોલ્યો "અહો ભુરૂં કમળ ! અરે એ ભુરાં કમળની તો વાત જ ન બોલ. એ જ ભુરૂં કમળ મારા આ વિનાશના કારણરૂપ છે. અરર ! હે અપરાજિતા ! હું ગાંડો છું કે સ્વપ્નમાં છું તે બાબત મને વહેમ પડયો છે. મારા મનમાં શંકા થવા માંડી છે. હાલની આ સ્થિતિમાં નથી હું નરપતિ કેશવ કે કદરૂપો કામરૂપ. છતાં બન્ને છું. એવું તો નહી હોય કે હું ઘોર નિદ્રામાં પડયો છું તેથી હું કોણ છું તે

હુંજ જાણતો નથી ? મને ભયંકર સ્વપ્નમાં આવે છે." નાગકન્યા બોલી: "આ બધું મને કાંઇ સમજાતું નથી. તું જે હો તે હો ! ખરેખર તારા કહેવા ઉપરથી કાંઇ અવનવી વાત બની હોય એમ જણાય છે. જેથી આવા નિર્ણય ઉપર તું આવે છે. ભુરૂં કમળ મેં તને તો આપ્યું નથી. તે તો મેં આ નગરીના સુંદર દેહધારી રાજાને આપ્યું હતું. મને સમજ પડતી નથી કે એ વાત તેં શી રીતે જાણી. કદાચ એણેજ તને કરી હશે. મેં કહ્યું છે કે ખરેખર તું કાંઇ રાજા નથી. રાજાનું તે આવું રૂપ હોય ? તું રાજા ! !"



## પ્રકરણ અગીઆરમું

---

### માનવ પોપટ

કામરૂપના સ્વરૂપવાળો તે દેહ બોલ્યો: " હે દિવ્યકન્યા! તમે ધ્યાન દઇ સાંભળો તો અથથી ઇતિ સુધી બધી વાત તમને યથાસ્થિત હું કહી બતાવું. આ કેમ બન્યું તે સમજાવું. મારી ઇચ્છા વિરુદ્ધ આ રૂપમાં પેઠેલો હું નરપતિ કેશવજ છું. મારી પૂર્ણ હકીકત તમને નિવેદન કર્યાં પછી, અને એ બધી વાત તમારા માન્યામાં નથી આવતી એવી ખાત્રી થતાં, એક ક્ષણના પણ વિલંબ વિના પેલા ધરામાં હું ડુબી મરનાર છું. મારા અસલ રાજાના સ્વરૂપમાં તમારી પાસેથી ભુરું કમળ લઇને ગયો ત્યારે જેમ પેલા કપટી કામરૂપે મારી કાયા કારમી કરી મારો દેહ હરી લીધો, તેમ તમે મારો આત્મા હરી લીધો હતો. આજે મારો આત્મા એજ કદરૂપા કામરૂપના શરીરમાં બંદિવાન થઇ પડયો છે. અહીંથી તમારી પાસેથી મારે મહેલે જઇ હું માત્ર એકાંતનું જ સેવન કરતો હતો. મારો

આત્મા તો જાણે ઉડીજ ગયો હતો. દ્રષ્ટિ સમીપ જ્યાં જોઉં ત્યાં તારીને તારીજ છબી જણાતી. વખતનું પણ મને ભાન નહોતું. આવી સ્થિતિમાં કેટલોક સમય વીતતાં જ્યારે હું સહેજ જાગૃત થયો ત્યારે મારી આસપાસ બધાને મેં ખડખડાટ ખુબ જોરથી હસતા જોયા. અને તે વખતે અત્યારે તમે જે શરીર તમારા સામે ઉભેલું જુઓ છો, તે મારા સમક્ષ નાચતું અને અનેક ચાળા કરતું, અંગના અનેક મરોડ કરતું મેં જોયું. બધાનો હસવાનો જાણે મને ચેપ લાગ્યો હોય તેમ આ વિચિત્ર ઘટના જોતાંજ મને પણ ખડખડાટ હસવું આવ્યું. મારી ઉદાસી ઉડી ગઇ અને આ કૌતુક જોઇ મારાથી પણ હસી પડાયું. જાણે મારી દીલગીરીના દરીઆમાંથી આનંદનાં મોજાં ઉછળી રહ્યાં હોય તેમ હસવાનું ઉભરાતું. મોજાંની છોળો એક પાછળ એક ઉભરાતી છલકાતી ચાલી આવે તેમ મારા મનની સ્થિતિ કૌતુકમય થવાથી હસવાની વૃત્તિ ઉભરાતી છલકાતીજ રહી. આ વિચિત્ર દેહધારીનું, એ વૃત્તિ કાંઇક શાંત થતાં મેં નામ પુછયું તો એણે કામરૂપ કહ્યું, અને મારા ભાગ્યની દશા અવળી બેઠી હશે, મારા નશીબમાં ઉલટું થવાનું લખ્યું હશે, વિધાતા વાંકી હશે, મારા ગ્રહો નબળા હશે, અને પૂર્વજન્મે કરેલાં પાપનું કર્મ ભોગવવાનો સમય આવી પહોંચ્યો હશે, તેથી આ નામ સાંભળી મારૂં કૌતુક વધી પડયું અને તેની સાથે હું વાતે વળગ્યો. નામ પણ તેને યથાર્થજ મળ્યું હતું. તેની પ્રકૃતિને તે બરાબર બંધ બેસ્તું હતું એમ મને જણાયું. તેણે અભિમાનપૂર્વક જણાવ્યું કે રૂપ બદલવાના જ્ઞાનની ક્રિયા તેને માલુમ હતી. પરકાયા-પ્રવેશનો મંત્ર તે જાણતો હતો. હવે મને સમજાય છે કે તેનું એ કહેવું તદ્દન સત્ય વાત હતી. એ મંત્ર મને શિખવવાનું એણે કહ્યું. મેં તેને જુઠો જાણ્યો અને તેના આ કદરૂપા શરીરથી કંટાળેલા આત્મામાં

શું છુપો ભેદ એ કાર્યમાં રહ્યો હશે તેનું તે વખતે મને સ્વપ્ને પણ ભાન રહ્યું નહિ.

મારો આત્મા તારામાં હોવાથી હું શું કરૂં છું તેનું પણ મને પુરેપુરૂં ભાન કે જ્ઞાન ન હોવાથી તેની વાત સાંભળી તેની કપટ-કળા જાણી શકયો નહી. અમે બન્ને શીકારને બહાને જંગલમાં નીકળી પડયા. સાથેના માણસોને, શીકારીઓને પાછા આવવાનું કહી એક સ્થળે અટકાવ્યા. આજ્ઞા પ્રમાણે તે લોકો તે સ્થળે રહ્યા. વિચિત્ર વેષધારી કદરૂપા કામરૂપ ઉપરની મારી કૃપા જોઇ તેમના દરેકના ચહેરા ઉપર અદેખાઇની છાંટ મારા જોવામાં આવી. આજ સુધી જેને કોઇ ગણતું નહોતું, આજ સુધી જેની સામે કોઈ પણ જાતું નહોતું, જે આજ સુધી અંધકારમાં ડુબેલો હતો, તે આજે મારી પૂર્ણ કૃપાનું પાત્ર થઇ પડયો હતો. આ દેખાવ તેમનાથી સાંખી શકાતો નહોતો. એક બીજાને માંહોમાંહે વાત કરતા સાંભળ્યા કે 'શુભ નક્ષત્રમાં જન્મ પામ્યાનું ફળ જોયું ? આ કામરૂપનું કદરૂં.રૂપજ તેને જીતાડનાર પાસાના દાવ જેવું થઇ પડયું.' તેમના આ બોલવાનો શો અર્થ ઘડી પછી થનારો છે તેની ભાગ્યેજ આ નિર્દોષ, નિરાશ થયલા અદેખાઇ કરનારા શીકારીઓને ખબર હતી.

કદરૂપા કામરૂપને સાથે રાખી હું જંગલમાં આગળ વધ્યો. હું ઘોડેસ્વાર હતો અને મારી પાછળ જેમ દોડાય તેમ દોડી કામરૂપ ધાયો ધસ્યો આવતો હતો. વાંદરા માફક કુદતો થેકડા મારતો પરાણે પરાણે તે મારી પાછળ આવતો હતો, તે જોઇ મને હસવું આવતું. તેને જુઠો, ડંફાસી, અભિમાની ધારી તેને અગાઉથી થોડી શિક્ષા કરી લેવાના વિચારથી હું જાણી જોઈ મારા અશ્વને કાંટાવાળી ઝાડી ઉપરથી દોડાવતો વાંકે ચુંકે રસ્તે હાંકતો, અને મને આવી

નકામી તકલીફ આપવા માટે તેને મુશ્કેલીમાં ઉતારતો હતો. બેશક તે કપટકળાની કારમી મૂર્તિ આ વખતે અંદરથી મલકાતી હોવી જોઈએ, અને મનમાં કહેતી હોવી જોઇએ કે ' વારા પછી વારો ને મારા પછી તારો ! હાલ હું પાછળ ને તું આગળ છે, પણ પાછા ફરતાં આ રસ્તો તારે સારૂં છે. તારે પણ આમજ પગ ઘસડતા પાછા ફરવાનું છે, હું અશ્વે ને તું પગે પાછો. આવી રીતે આગળ ચાલતાં ચાલતાં એક નાનકડા વન માર્ગ આગળ અમે આવી પહોંચ્યા. ત્યાં બે પારધી એક મરેલા પોપટ સારૂ રકઝક કરતા હતા. અમને જોતાં જ તે જીવ લઇને નાઠા.

તે તરફની નજીકની જગ્યા પસંદ કરી કપટી કામરૂપ બોલ્યોઃ " મહારાજ ! હવે આગળ વધવાની કાંઇ જરૂર નથી. આપણા પ્રયોગ સારૂ આ સ્થાન ઉત્તમ છે. મૃત શરીર શવાય બીજા કશા-ની આપણે જરૂર નથી, અને તેનો અહીં સંભવ ન છતાં તે સુભાગ્યે આપણા ચરણ સમીપ આવી પડયું છે. આપણને તે શોધવાની કે મેળવી લેવાની તકલીફમાંથી બચાવી લેવા તે અભાગી પારધીઓએ આપણે સારૂ અગાઉથી તૈયારી કરી રાખી છે. ગમે તેના મૃત શરીરની જરૂર છે, તો પછી આ મરેલા પોપટનાં શરીર પણ શું ખોટાં છે ? તે પણ ચાલશે. " કપટી કામરૂપે તે પછી એક મહાન વૃક્ષના થડ પાસે મરેલા પોપટનું એક શબ લઇ જઇ મુકયું અને કહ્યું: " મહારાજ ! પેલા વૃક્ષ સાથે અશ્વ બાંધો અને આપ અહીં પધારો. " એના કહેવા પ્રમાણે અશ્વને વૃક્ષ સાથે બાંધી હું તેની પાસે ગયો. તેણે ગુરુનું પદ ધારણ કર્યું હોય તેમ ગંભીર વાણીથી બોલવા માંડયું: " મહારાજ ! જેને પાંખ નથી, જે પક્ષી નથી, અને જે પર્વતની શિખરે પહોંચવાની વૃત્તિ ધરાવે છે, તેણે તળેટીથી ધીમે ધીમે

ચઢતાં શિખવું જોઇએ, ધીમે ધીમે ડગલે ડગલે આગળ વધવું જોઇએ. તેજ પ્રમાણે જેને મંત્રવિદ્યા શિખવી છે, તેવા તમારા જેવા એકદમ એકાએક વિદ્યાધરીની માફક તેમાં પારંગત થઇ શકે નહી પણ વિનય પૂર્વક પ્રથમ દ્વારથીજ પ્રવેશ પામી શકે. પ્રથમ એ વિદ્યાનું વ્યાકરણ શિખવું પડે. શરૂઆતમાં હું તમને મૃત શરીરમાં કેમ પ્રવેશ કરવો તે સમજાવીશ. તે પછી જીવંત શરીરોની ફેરફારીની ક્રિયા બતાવીશ અને એવી રીતે આગળ વધતાં એને લગતી બીજી ક્રિયાઓ શિખી શકાશે. એમ શિખતાં શિખતાં સ્વરૂપ બદલવાની વિદ્યામાં તમે મારા જેટલાજ કુશળ અને જ્ઞાની થઇ જશો. હવે મહારાજ તમે એક ચિત્ત ધ્યાનથી શ્રવણ કરો અને જુઓ. આ મૃત પોપટના શરીરમાં હું પ્રવેશ કરૂં છું. તેની સત્યતા એટલીજ કે તેમાં પ્રવેશ પામ્યા પછી તે શરીરથી હું તમારી સાથે વાતચીત કરીશ. ઝાડની આસપાસ ઉડી પાછો મારા અસલ સ્વરૂપમાં, મારા આના આજ દેહમાં દાખલ થઇ જઇશ. ”

આવું તે બોલતો હતો તે વખતે, તે મને કેવી રીતે છેતરે છે, એની કપટ કળા કેવી ચલાવે છે, તે જોતો તિરસ્કારયુક્ત દ્રષ્ટિથી તેના તરફ નજર રાખી ઉભો રહ્યો. મારા સ્વપ્નામાંએ નહોતું કે એના કહેવા પ્રમાણે તે પોતે કરી શકશે. આવા વિચાર મારા મનમાં ચાલતા હતા તેવામાં એ કપટી કામરૂપ ઝાડના થડ પાસે પડેલા પોપટના શબ પાસે ગયો. તેની બરોબર સામે ઉભો. તેના ઉપર દ્રષ્ટિ કરી અને મોઢેથી મંત્ર બોલતો હોય તેમ ગણુગણ્યો. આમ થતામાં એક આશ્ચર્યકારક ઘટના મારી નજરે પડી. એની કાયા નિર્જીવ થઇ ગઇ હોય તેમ લથડી પડતી જણાઇ. મૃત્યુના મુખમાં પડેલા પોપટના શબમાં ચેતન આવતું જણાયું અને પોપ-

ટનું શરીર જીવતું જાગતું ટટાર થઇ ગયું. પછી તેણે મારી સામે જોઇ નમન કર્યું અને મનુષ્ય–વાચા ધારી બોલ્યું: "મહારાજ ન્યાય કરે ! મારી વાત ખરી કે ખોટી તેનો નિર્ણય મહારાજ હવે જાતે પ્રત્યક્ષ દ્રષ્ટિથી કરી લે !" તે પોપટનું શરીર પાંખો ફફડાવા માંડયું અને ઝાડની આસપાસ આંટો મારી જીવતા પોપટની માફક ઉડી આવી તેના સ્થાનકે પાછું ફર્યું. ને પછી તે શરીરે કપટી કામરૂપની કદરૂપી કાયા તરફ સ્થિર દ્રષ્ટિ કરી કંઇ ઝીણો ગણગણાટ—મંત્રનો જપ થતો હોય તેવો–કર્યો અને તે શરીર પાછું તેની અસલ સ્થિતિ ઉપર આવી ગયું. પોપટનું શબ હતું તેમનું તેમ ત્યાં પડયું અને કામરૂપની કાયા તરતજ ટટાર થતી જણાઇ. પાછું તે શરીર જીવંત બની ગયું. પોપટની માફક તે પણ મને નમન કરી બોલ્યું: "મહારાજે પ્રત્યક્ષ જોયું તેમ એ વાત તદ્દન સહેલી છે. મહારાજની નજર સમક્ષજ કાયાની અદલા બદલી થઇ છે. મ્હારી કથની મેં સત્ય કરી બતાવી છે. જો મહારાજને એમાં કાંઇ શંકા કે ભય લાગતો હોય તો આ વાત હવે આટલેથીજ બંધ રાખવી સારી છે. આ પ્રયોગ હવે આટલેથી અટકાવીએ."

મારામાં એના ઉપરના ક્રોધને બદલે આશ્ચર્યતા ખડી થઈ. હું તેની સામે ફરીને બોલ્યો: "અલ્યા કામરૂપ ! તું શું એમ ધારવાની હિમ્મત કરે છે, કે આ સૂર્યવંશી નરપતિ કેશવ, તારા જેવો તુચ્છ પ્રાણી કરી શકે તેવી નજીવી વાતથી ભય પામે ? તારા મંત્રની મને ખબર નથી, પણ તારી આ બેદઅદબી–આવી પતરાજીને લીધે હું તારૂં મસ્તક ધડથી જુદું કરી નાખીશ. એક ક્ષણના પણ વિલંબ વિના તારો મંત્ર મને શિખવી દે. તે પછી તરત જ હું તને પ્રત્યક્ષ કરી બતાવીશ કે મારાં વચનમાં કેટલી સત્યતા હતી ! મારા સ્વરૂપમાં

પાછા ફરવા પછી જો તને હું યોગ્ય શિક્ષા ના કરૂં તો તું તને પૂરેપૂરો ભાગ્યશાળી સમજજે. અને તેનું કારણ એટલું જ જાણજે કે તું એક નિર્માલ્ય નજીવી વસ્તુ છે; મારે મન એક તણખલા જેવો છું; અને જાતિથી ઘાંયજો છું, તેથી સંસ્કારી દરબારી રીતરીવાજથી તું તદ્દન અજ્ઞ છે. રાજભાષા તને બીલકુલ આવડતી હોય એમ જણાતું નથી. મારી સમક્ષ કેમ વર્તાય તેની તને ખબરજ નથી. " તે કપટી કામરૂપના અંતરમાં શું હતું, તેનું લક્ષ્ય શું હતું, તેની ધારણા શી હતી, તેના મનમાં શા વિચાર રમી રહ્યા હતા, તેથી હું તદ્દન અજ્ઞ હોવાથી જ આ પ્રમાણે તેની સાથે બોલ્યો હતો. મારે સારૂં પાછા ફરવાપણું, મારો સ્વદેહ ધારણ કરવાનું હતું જ નહી. હવે મને એમ થાય છે કે તે વખતના એના મારી તરફના અયોગ્ય અને અપમાનભરેલા વર્તન બાબત એના ત્યાંને ત્યાં જ ટુકડા કરી નાંખ્યા હોત તો કેવું સારૂં થાત! મને હવે સમજાય છે, કે તે એ વખતે બોલ્યો હતો, તે માત્ર હું તેની જાળમાં પગથી માથા સુધી ફસાઈ પડું, તે માટે પૂર્ણ વિચારપૂર્વક, છળકપટભરેલા, ચુંટી રાખેલા શબ્દો જ બોલ્યો હતો; જેથી ગેડ વાગતાં ઘોડો ચમકે તેમ તેના શબ્દો સુણી મારૂં મન ઉશ્કેરાય. હું તે વખત તેને બીકથી ધ્રુજેલો માનતો, પણ ખરી રીતે તો તેની યુક્તિ સફળ થવાની તૈયારીમાં હતી તેથી તેનું અંતર આનંદથી ફુલતું હતું. એ ધ્રુજરી ખુશીની હતી. અતિ દયામણો દેખાવ કરી તે બોલ્યોઃ " મહારાજ! મારા જેવા ગરીબ પર કૃપાભાવ રાખવો જોઇએ. ગુલામનો ઇરાદો તો પોતાના રાજાને પોતાનું શરીર બદલવાના સાહસથી અટકાવવાનો હતો. હું નજીવો પ્રાણી તો ગમે તે ભયમાં ઉતરી શકું. હાલમાં આવા ફેરફારો મંત્રથી થઇ શકે છે. જે મંત્રો ઋષિપરંપરાથી ઉતરી

આવ્યા છે, તેમાંનો જ આ પણ એક છે." આવો આવો લવારો કરી તે પછી એક મંત્ર તે બોલી ગયો, જે બે મંત્ર ભેગા હોય તેવો હતો. એક અંતર પ્રવેશનો, અને બીજો બહિર્ આગમનનો. વધારે સ્પષ્ટતાથી કહેવામાં આવે તો પહેલા મંત્રથી પરકાયામાં પ્રવેશ કરાતો અને બીજાથી પાછા પોતાના સ્વદેહમાં અવાતું. આવો એ બેવડો મંત્ર હતો. આ મંત્ર તેણે મને વારંવાર ગોખાવ્યો, અને જ્યાં સુધી સહેજ પણ ભુલ વગર હું બોલી શકયો ત્યાં સુધી એ મંત્રનો મુખપાઠ મારી પાસે તેણે કરાવ્યો. ત્યાર પછી એ મારી ઘણી નજક આવી ઉભો. અંદરના ગભરાટને લીધે ધ્રુજતો હોય તેવા ધ્રુજતા અવાજે તેણે મને કહ્યું: "મહારાજ, જેમ મારૂં શરીર અંતરનો આત્મા જતાં ભોંય ભેગું થયું, તેમ આપનું આ રાજશરીર થાય નહી તેવી રીતે તેની હું રક્ષા કરીશ. તેને ભૂમિ પર પડવા નહી દઉં અને મારા પોતાના દેહ કરતાં એની વધારે કાળજી કરીશ."

આટલું છતાં મૂર્ખના સરદાર જેવો હું તે વખતે કાંઇ જ સમજ્યો નહી. આતુરતાભર્યા કૌતુકથી ઘેરાયલો હું તે વખતે એણે આપેલા મંત્ર શીવાય બીજા કશાનો વિચાર જ કરતો નહોતો. મારી દૃષ્ટિ મેં પોપટ તરફ સ્થિર કરી અને તેણે આપેલા મંત્રનો જપ શરૂ કર્યો. એ મંત્રનો બરાબર જપ થતાં જ મારો આત્મા પોપટના શબ્દમાં પ્રવેશ પામ્યો. પામતાં પામતાં પણ મ્હારો જપ—**यथोपदेशम् मूतावेशम्**—નો પડઘો વાદળાંની ગર્જના જેવો, જબરો અવાજ કરતો મને સંભળાતો. અને પોપટના દેહ મારફત મારી નજર પડી ત્યાં તો મને મારી નહી પણ કપટી કાશ્રૂપની કાયા જમીન પર ઢળી પડતી જણાઇ. મારૂં શરીર ગર્વાન્વિત જાણે સફળતાનો સ્તંભ

હોય તેમ ટટાર ઉભેલું જણાયું. હજુ પણ કાંઇ સમજ્યા વગર આશ્ચર્યતાથી હું તે તરફ જોતો જ હતો. ધિક્કાર ને વૈરની પ્રત્યક્ષ મૂર્તિરૂપ, પૂર્ણ ગર્વાન્વિત વૃત્તિથી તે બોલતું જણાયું. પ્રથમ તો તેણે ભૂમિ ભેગા થયેલા કદરૂપા કામરૂપના શરીરને લત્તાપ્રહાર કર્યો અને કહ્યું: " મહારાજ, હવે મારો દાવ આવ્યો છે. પણ હું દુષ્ટ નથી. મારા જુના શરીરની ભેટ તમને તમારા શરીરના સાટામાં સોંપું છું. જેવું છે તેવું એ પોપટના શબ કરતાં, મૃત પંખીની કાયા કરતાં સારૂં છે. પણ તેનો ન્યાય મહારાજ પોતે જ કરી લે."

આ પ્રમાણે બોલી તે મારા અશ્વ ઉપર સ્વાર થયો અને પુરપાટ તેને દોડાવી પલાયન કરી ગયો. તેનું કદરૂપું જુનું શરીર ભૂમિ ભેગું, શબવત્ સ્થિતિમાં ભયંકર દેખાતું મારે સારૂ મુકી તે તો જતો જ રહ્યો.



## પ્રકરણ બારમું

### કેશવ કે કામરૂપ ?

એ ગયો ત્યારે જાણે વજ્રનો પ્રહાર મારા ઉપર પડયો હોય એવો ઘડીમાં હોશ વગરનો, અને ઘડીમાં જે બનાવ બન્યો તેથી અંતરની સમજશક્તિના ચમકારા સાથેનો હું તે પોપટના શરીરમાં જ હતો. કાંઈ પણ ભાન વગર તેના તે શરીરમાં હું થોડો સમય રહ્યો અને તે પછી ભાન આવતાં વિચારવા લાગ્યોઃ "અરરર ! હું કેવો મૂર્ખો કે આ તુચ્છ પ્રાણીના, કપટી કામરૂપના ફાંદામાં, તેની કપટજાળમાં પુરેપુરો ફસાયો, અજ્ઞાનતાથી છેતરાયો. એ કપટી કામરૂપે તો મને જાતથી, શરીરથી, કુળથી, પૃથ્વીથી, તમામ અધિકારથી લુંટી લીધો. હવે મારે શું કરવું ? વેર લેવાને વખતે વેર લીધું નહી, અને એ લાભ લે તે પહેલાં એનું શરીર ધડથી જુદું કર્યું નહી. ધિક્કાર છે મને ! આવેલી તક ગુમાવી ! હવે તો હું પોતે એની કપટજાળમાં પુરેપુરો ફસાયો છું." મારી નજીક ભૂમિ પર પડેલી

તેની કદરૂપી કાયા જોઇ મને ચીતરી ચઢી. ત્રાસથી હું પોકારી ઉઠયોઃ " હવે મારે શું કરવું? આ કદરૂપી ગંધાતી કાયામાં મારે પ્રવેશ કરવાનો! આખરે મારી આવી દશા! હવે બીજો ઉપાય પણ શો? હવે બીજું થાય પણ શું? પંખીના શરીર કરતાં જેવું છે તેવું એ માનવશરીર તો ખરૂં. ભવિષ્યમાં શું થનાર છે તેની કોને ખબર છે? શરીર ઢાંકવા કાંઇ ન હોય ત્યારે મેલાં વસ્ત્ર પણ ધારણ કરાય છે, તેમ ઘડીભર આ ગંદી કાયા પણ હું ધારણ કરીશ. એવા શરીરથી મહેલમાં જઈ, તેને પકડી, મારૂં શરીર પાછું આપવાની તેને ફરજ પાડીશ." આ વિચારથી ઘડીભર મને હિમ્મત આવી. એ શરીર તરફ દષ્ટિ રાખી મંત્ર જપ્યો અને તેજ ક્ષણે મારો પ્રવેશ એ કદરૂપી કાયામાં થઈ ગયો. એ શરીર હવે મારૂં થયું.

પછી હું આક્રંદ કરવા લાગ્યો. ગુસ્સાભેર બોલ્યોઃ " મારીજ મૂર્ખાઇને લીધે, મારાજ અજ્ઞાનને લીધે કેશવમાંથી કામરૂપ અને રાજામાંથી રાત થયો! અને તે પણ એક વતુ કરનાર ધાંયજાભાઈની કરામતથી! ક્રોધ ઉભરાવાથી અને મ્હેલે જલદી પહોંચવાની તીવ્ર ઉત્કંઠાથી હું એકદમ નગરી તરફ જવા દોડયો. લુગડાં ફાટયાં. શરીર છોલાયું. જંગલના ઝાંખરા અને કાંટા પણ જાણે મને ઉપદેશ આપતા હોય, કે હવે પાછો ન ફરીશ, જંગલના દુઃખ જબરાં છે, તેમ લાગ્યું. મારા સેવકોને ઉભા રાખેલા તે સ્થાને મુશ્કેલીથી પહોંચતાં મને જણાયું કે તે તો બધા ત્યાંથી જતા રહ્યા હતા. હું એકલો એકલો આગળ ધસ્યો. જેમ તેમ કરતાં મારા મહેલને દરવાજે જઈ ચઢયો. અહો! ત્યાં પણ વિચિત્ર ઘટના બની! દાખલ થતાંજ દરવાને મને રોકયો. " એ ધાંયજા, હવે તને અંદર જવાની રાજાની આજ્ઞા નથી. અમને હુકમ છે કે તને અંદર જતો અટકાવવો. જંગ-

લમાં તેં રાજા સાથે એવું શું વર્તન કર્યું ? ખરેખર તેં કાંઇ અપકૃત્ય કરેલું હોવું જોઇએ. રાજકૃપા મેળવતાં જેટલો વિલંબ થયો હતો તેના કરતાં થોડા સમયમાં તો તું તે ખોઈ બેઠો." આ સાંભળતાંજ મારી અક્કલ હેઠી બેઠી. હું લવરી પર ચઢયો. પોકારી ઉઠયોઃ "અરે મૂર્ખાઓ ! રાજા તો હું પોતેજ છું. એ રાજાનો દેહધારી ઉઠાવગીર ઠગ છે. મારા દેહનો ચોર છે." બધા દરવાનો ખડખડ હસી પડયા. આ સાંભળી લોકોનું ટોળું ભેગું થયું. તેથી તેઓ ક્રોધે ભરાયા. મને અંદર જતાં અટકાવ્યો ને હાંકી કાઢયો. મને ધક્કા મારી ધકેલી કાઢયો. અંદર જવાબ દીધો નહીં તેઓ મોટેથી પોકારી ઊઠયાઃ "આ ગાંડા ગાંયજાભાઇની લવરી સાંભળવાનું શું કારણ ? રાજાની અણધારેલી કૃપાથી અથવા તો જંગલના તાપથી આ ગાંયજાભાઇનું મગજ ચસકેલું જણાય છે. બુધવારના વાંધા છે ! બાવડી ચસકીની જાત છે !" આમ બોલી મને ત્યાંથી એકદમ ધકેલી કાઢયો. ભેગા થયેલા લોકો મારી પાછળ 'હુરીયો હુરીયો' કરતા ધાયા. કેટલાકે ગાળો દેવા માંડી; કેટલાકે રોડાં મારવા માંડયાં; કેટલાકે ગંદકી નાખવા માંડી; કેટલાક મારા પર થુંકવા માંડયા; કેટલાકે મારા શરીરને હાડછેડ કરવા માંડી; અને કેટલાક ઠઠ્ઠા કરી મને નમન કરવા લાગ્યા અને રસ્તે જનારાને કહેવા લાગ્યાઃ "ભાઇઓ, આ તમારા નવા રાજાને જરા નમન તો કરતા જાઓ !" આ પ્રમાણે મારી હાડછેડ કરતા ગાળો દેતા મને પજવી પજવી થાકયા ત્યારેજ પાછા ફર્યા, અને ઘણીવાર પછી પોતપોતાને કામે વળગ્યા કે સ્થાનકે ગયા. ઘર વગર જવું પણ કયાં, તેના ભાન વગર હું એકલોજ રસ્તાની બાજુમાં ઉભો રહ્યો.

---

# પ્રકરણ તેરમું

## આશા-નિરાશા

અસંખ્ય પ્રહારથી ઘવાયલો, અપમાન-તિરસ્કારનાં અસંખ્ય બાણોથી વીંધાયલો, ગભરાયલો અને સ્હવારથી શુ થતું હતું તેથી તદ્દન બેભાન રસ્તાની એક બાજુ એક ખુણે પડયો હતો. લાંબી મૂર્છા પછી મને કાંઇક ભાન આવ્યું. ઉભો થયો અને વિચાર કરવા લાગ્યો. "મને એવું જણાયું કે હવે મારા આ જન્મનો અંત નજીક આવ્યો છે. મરણ પામેલો માણસ કબરમાં સહીસલામત હોય તેના કરતાં વધારે રક્ષાયલો હું આ ગાંયજાભાઇના ગંધાતા શરીરમાં ભરાયલો છું. મારૂં શરીર પાછું મેળવવાનું પણ મિથ્યા છે. તે તો બીજાના કબજામાં છે. એ શરીરને ધારણ કરનારો તે કોઇ પણ પ્રકારે છોડે તેમ નથી. મને હવે ખાત્રી થાય છે કે મારે સારૂ હવે કોઇ માર્ગજ નથી. મારૂં કહેવાનું પણ કોઇ માનનાર નથી. હવે મારે આ દેહમાં રહી નકામો કાળ ગાળવાની શી જરૂર છે? મારા શરીરમાં પાછા પ્રવેશ કરવાની પ્રવૃત્તિ કરવા કરતાં આ પરાણે ધારણ કરેલા શરીરનો અંત આણવો, તેમાંથી છુટા થઇ જવું, એ

તો મારી ઇચ્છાની અને શક્તિનીજ વાત છે. ચાલ નદી પર જઈ તેમાં ડુબી મરૂં. એક દુઃસ્વપ્ન માફક આ બધી વાતનો અંત આવી જાય, બધું નાશ થઇ જાય, ભુલાઇ જાય. ખરેખર નદીના ઊંડા જળ શીવાય મારે હવે બીજે કાંઈ જવાનો રસ્તોજ નથી. હવે મારે આ પૃથ્વીના પટ ઉપર ઉભા રહેવાની જગ્યાજ નથી. જ્યાં જઈશ ત્યાં દુ:ખી થઇશ." આવા નિર્ણય ઉપર આવતો હું નદી તરફ દોડયો. વળી પાછો જરા થંભી ગયો. વળી વિચારના વમળમાં ચઢયોઃ "અહાહા! છેવટ નદીમાં ડુબવાનોજ વખત આવ્યો! અરરર! આજ દશા આવી પડી!!" વળી જુદા વિચાર આવવા માંડયાઃ "નદી ઉપર કોઇની નજરે ચઢવા કરતાં એકાંત ધરામાં પડીએ તો શું?" ધરાના વિચાર આવતાં ધરાની સુંદરી અપરાજિતા સ્મૃતિમાં તરી આવી! કદરૂપા કામરૂપ તરફ દષ્ટિ કરતાંજ અપરાજિતાની સ્મૃતિ જતી રહી એનું શું કારણ? ચંદ્રને રાહુ ઘેરે તેમ તેણે એ સુંદરીની સ્મૃતિને છાવરી દીધી કે શું? મને કામ પડે, મને ગુંચવણ હોય, ત્યારે તેની પાસે જવાનું પોતાની મેળેજ એ સુંદરીએ કહેલું છે. હાલમાં એની સહાય તથા સલાહની શું ખરેખરી જરૂર નથી? તોપણ આ સંજોગોમાં એ શી મદદ કરવાની હતી? કોઇપણ આવા અદ્દભૂત વિચિત્ર સંજોગોમાં શું સહાય આપે? વિધાતાની રચનાનો ભેદ–પાર કોણ પામી શકયું છે?" વળી પાછો વિચાર આવ્યોઃ "ધરાની સુંદરી નાગકન્યા હોવાથી કદાચ સહાય કરે પણ ખરી. આવી વાતનો ભેદ તે કદાચ જાણતી પણ હોય."

વળી હૃદયને પાછો જબરો આઘાત થયો. પાછો વિચાર સ્ફુર્યોઃ "આવા કદરૂપા સ્વરૂપમાં તે હું એને શું મોઢું બતાવું? મને જોતાંજ તે કંપારી ખાય! દષ્ટિ પડતાંજ તે ત્રાસી જાય તો તેમાં કાંઇ નવાઈ નથી. મારી વાત પણ તે શી રીતે માને? સત્ય તેના

જાણવામાં શી રીતે આવે? માનવા જેવી વાત મનાય, પણ આ દેખીતી ઉલટી વાત, સ્વપ્નમાં સંભવ નહી તેવી વાત કોણ માને?"

આવા આવા વિચાર કરતો ઘણા વખત સુધી ગાંડા માણસ જેવો બકતો લવારી કરતો, મનના વિચિત્ર તરંગોથી ભ્રમિત થયલો હું ઘણા વખત સુધી તે સ્થાનપર બેભાન સ્થિતિમાં થંભ્યો. મનનો નિર્ણય ન થતાં મન ચકડોળે ચઢયું. આવા વેશમાં તમારા સમક્ષ રજુ થવાની શરમ એક તરફ ઉભરાઇ, ત્યારે બીજી તરફથી તમારા તરફથીજ મદદ મળી શકે એવી વૃત્તિનું આકર્ષણ વધી પડયું. આખરે નિર્ણય કર્યો કે એક વખત તમારી સહાય સારૂ જવું તો ખરૂંજ. શરમના સાગરમાં એક ટીપું વધ્યું તોએ શું? કદાચ સહાય ન મળી તોપણ મારી કાયાની ચોરી કરનારને કેવી રીતે શિક્ષા કરાય તેનો માર્ગ તો જડશે; અને એ રીતે જરૂર તેને દંડી શકાશે. એવી વૃત્તિથી પણ તમારી પાસે આવવાનો નિર્ણય થયો. અહો વૈર! તારો વેગ મનની બધી વૃત્તિઓને દાબી ઉપર તરી આવે એટલા બધો પ્રબળ છે. મારી લજ્જા બિચારી કયાંએ લપાઇ ગઇ, અને વૈર!. વૈર! ને વૈરનીજ વૃત્તિ અંતરમાં ખળભળાટ કરતી ઉંચે તરી આવી. મારો મનનો એ વેગ સપ્ત સમુદ્રને પણ સંતાપમાં નાખે તેવો થયો; અને એના એ વિચારથી હું ધાયો ધસ્યો તમારા તરફ એકદમ આવી પહોંચ્યો છું. મારી કર્મકથા હવ પુરી થઇ. મારી એજ હકીકત છે. હવે બીજું કાંઇ કહેવાનું બાકી નથી. મારૂં અહીં આવવાનું એજ પ્રયોજન અને મારા હાલના દેહની અહીં આવવાની એજ કથા! હવે મને જીવાડવો કે મારવો, મારો ઉદ્ધાર કરવો કે નાશ કરવો, એ બાબત તમારાજ હાથમાં છે. ડુબાડ કે જીવાડ, માર કે તાર! જે કરવું હોય તે કર, પરંતુ મને આ કુબડી કાયામાંથી કાઢ."

---

## પ્રકરણ ચૌદમું

### જ્ઞાનદ્રષ્ટિ

આ રીતે વાત પુરી કરી કામરૂપનો દેહધારી નરપતિ એ નાગકન્યા સામું જોતો, આશાવંત ચ્હેરે નમન કરી ઉત્તરની રાહ જોતો ઉભો. અપરાજિતા જે શાંત ચ્હેરે હાથપર મુખ ટેકવી તેની આ કથા સાંભળતી હતી અને એના સામું ટગર ટગર જોયા કરતી હતી, તે વાત પુરી થતાં મનમાંને મનમાં ગણગણી: "આ બધી વાતનું કારણ, એની આ આપત્તિનો હેતુ હું જ છું એ વાત જો એ જાણે, તો મારે સારૂં એ શું વિચારે ? જે સ્થિતિમાં હું એને જોવાની ઇચ્છા રાખતી હતી, તેવીજ સ્થિતિમાં આવીને તે મારી સામે ખડો રહ્યો છે. ખરેખર તે કુંડાળા દેવની સહાયતાથી જ મારી યુક્તિ પૂરેપુરી ફળી. હવે માત્ર અલ્પ સમયમાં જ એની આ આપત્તિનું નિવારણ કરીને એવા તો અમૃત સરોવરમાં એને સ્નાન કરાવીશ કે જેથી એની આ આપત્તિ તો એક ઘડીકમાં જ એ વિસરશે; અને

મારી યુક્તિની ખરી ખૂબી તો એને ત્યારેજ જણાશે; અને મેં જે એની સેવા કરી છે તે એને પાછળથી સમજાશે. મેં આવી રચના ન રચી હોત તો એનો સુંદર દેહ જે હાલ એનો નથી, અને જે મેળવવાની પણ એને હાલમાં આશા નથી, તેની કિંમત એ જાણત જ નહી. એને સ્હેજ પણ શંકા નહી હોય, એની ધારણામાં પણ અત્યારે નહી હોય, કે જેટલી એને એના સુંદર દેહની જરૂર છે, તેથી અતિ ઘણી વધારે એ દેદીપ્યમાન કાંતિવાળી કાયાની મને મોહિની છે. પોતાનો સ્વદેહ ધારણ કરવાને, પોતાના અસલ સ્વરૂપમાં જવાને તે અત્યારે અતિ ઉત્સુક છે, તોપણ જો અત્યારે એ દેહને મારો દેહ, મારૂં સર્વસ્વ અર્પણ કરવા હું તૈયાર છું એ વાત જો એ જાણી જાય તો તો આજીજીને બદલે આજ્ઞા જ કરવા મંડી પડે. ”

અપરાજિતાને શાંતિથી બેઠેલી જોઇ નીરાશ થઇ તે બોલ્યોઃ “ ત્યારે તમે પણ મારૂં કહેવાનું માનતાં નથી ? તમને પણ મારા વચનમાં 'વિશ્વાસ નથી ? આપણા વચ્ચેની પ્રથમ વાતચીતનું પ્રત્યેક વચન' કહો તો યથાસ્થિત કહી જવા હું તત્પર છું. છેલ્લાં આપણે આ ધરા પાસે જ મળ્યાં હતાં, ત્યારે સ્ત્રીઓ અને પંડિતો વિષે કોણ બોલતું હતું ? તારી પાસેથી તારા ચુંબનથી ભડકીને કોણ ભાગ્યું હતું ? તે બીજો કોઇ જ નહી પણ આજ અભાગી જીવ હતો. આ વાત તારા ને મારા શીવાય પૃથ્વીના પટપર ત્રીજો કોઇ જાણનાર છે ? સંસારના સર્વ અનર્થનું મૂળ સ્ત્રી છે, એ છળ કપટની મૂર્તિ છે, એવું એવું માનનાર, મૂર્ખના સરદાર જેવો તે વખતે હું હતો. પાશ નાખવામાં, છેતરવામાં, કોઇને ઉંધા પાટા બંધાવવામાં તમામ સ્ત્રીવૃંદ આ કદરૂપા આગળ પાણી ભરે તેમ

છે. એ ધાંયજાભાઇ કોઇથી ગાંજ્યા જાય તેમ નથી. કપટકળામાં તમામ સ્ત્રી વર્ગથી ચઢી જાય તેમ છે. કયાં એ કપટકળા-કુશળ કામરૂપ ! અને કયાં આંખની કીકી ઉપર ઝુઝતો સ્ત્રી વર્ગ ! વિધાતા ! તેં કામરૂપને ઉત્પન્ન કરી સ્ત્રીવર્ગને નિન્દામાંથી ઉગારી લીધો છે. હવે હું તારે આશ્રયે આવી ચડયો છું. હા પાંડ કે ના પાડ, તારી આજ્ઞા શીવાય એક ડગ પણ ભરનાર નથી. તારા સેવક તરીકે, તારી છાયારૂપે, જ્યાં તું, ત્યાંજ હું જીવનભર તારા ચરણની રજ થઈ રહીશ. આ જગતમાં હવે મારે તારા શીવાય જવાનું કાંઇ સ્થાન પણ નથી. ”

અપરાજિતા મંદ સ્મિત કરી બોલી: “ તારી હકીકત અજબ જેવી છે, તો પણ તારી કહેવાની રીતથી તેમાં કાંઇ સત્યતાનો ભાસ હોય એમ જણાય છે. વળી મને મળનાર નરપતિ કેશવ જ હતો. તું કહે છે તેમ એ વાત પૃથ્વીના પડ ઉપર બીજો કોઇ જાણનાર નથી જ. આ અજબ અવનિમાં આવા બનાવ બની શકે, એવી વાતો સાંભળવામાં પણ આવી છે. મંત્રની શક્તિ અજબ છે. તેનો કોઇ પાર પામી શકે તેમ નથી. છતાં આવો અજબ મંત્ર એ કદરૂપા કામરૂપને કયાંથી મળ્યો એ વાત કહી શકાય તેમ નથી. મને એમ લાગે છે કે આપણે મળ્યા તે વખતે ઝાડીમાં સંતાઇ રહી એ વાત એણે સાંભળી હોવી જોઇએ. કેમકે રાજાનાં બધાં કાર્યો છુપાં રહી શકતાં નથી અને આ જગતમાં બીજાની વાતો સાંભળવાનો ઘણાને રસ હોય છે. તેમાં જ્યાં ત્યાંથી કાંઈ નવી વાત જાણી લેવી એ તો ધાંયજાભાઇઓને સ્વભાવ જ છે. તેણે મને જોયેલી, અને તેથી તારી કાયામાં પ્રવેશ કરવાની એની વૃત્તિ થઇ હોવી જોઇએ. મારી જાત મેં તને સમર્પણ કરવાની ઇચ્છા બતા-

વેલી તેથી તેં તારી કાયાની કિંમત આંકી તેના કરતાં તેણે જરૂર તારી કાયાની કિંમત ઘણી વધારે ગણેલી હોવી જોઇએ; અને તે ખાત્રીથી જાણતો હોવો જોઇએ કે ચંદ્રકાંતમણિ શીવાય ચંદ્રકિરણનો પ્રવેશ બીજે થઇ શકતો નથી. અહો વાળંદના સ્વાંગી રાજા! તારા જેવો સાધુ પુરુષ, બધા પંડિતોની વિદ્યાથી અલંકૃત, તે એક તુચ્છવત્, તરણાવત્ તરુણીજન, અને તે પણ એક અબળા, તેને આશ્રયે આવવા તૈયાર થાય એ શું? એમ તે બને? તારા શરીર સાથે તારો આત્મા બદલાઇ તો નથી ગયો? અથવા તો મારા માનવા પ્રમાણે એ ઘાંયજાભાઇએ મને જોઈ, મારા રૂપમાં, મારી સૌંદર્યતાની મોહિનીમાં લુબ્ધ થઇ પરંપરાથી ઉતરી આવેલી રીતી પ્રમાણે જે રાજ શરીરથી તે એ કાર્ય સાધી શકે તે શરીર ધારણ કરી પોતાના કદરૂપા શરીરનો ત્યાગ કરી દીધો, આમજ બનવું જોઇએ. ”

નરપતિ કેશવનો જીવ બોલી ઉઠયો: “ અહો અપરાજિતા! હું આ સ્થિતિમાં તને કાંઇપણ ઉત્તર દેવા અસમર્થ છું. તારા મુખ સામે જોવાની હિમ્મત પણ મારામાં અત્યારે રહી નથી. તારાથી હારી જવાને લીધે નહી, તેમ તારા આગળ નરમ થઇ જવાને લીધે નહી, પણ આ કઢંગા અને કદરૂપા શરીરને લઇ મને અત્યંત શરમ આવે છે તેને લીધેજ હું તારા પ્રેમથી વંચિત થયો છું; અને વિઘ્નવિદારક દુંડાળા દૈવથી પણ ન નિવારી શકાય એવું વિઘ્ન વચ્ચે આવી ઉભું છે. આવી કદરૂપી કાયા તરફ કઇ કામિની નયન ફેરવે? પોતાના શત્રુ અને પ્રતિસ્પર્ધીને હાથ ચડેલો પ્રેમી, જેને તે શત્રુએ પૂરેપૂરો રંજાડી લુલો લંગડો કરી કદરૂપો બનાવી, તેનીજ પ્રિયા પાસે હલકો પાડવા, તુચ્છકારવા મોકલ્યો હોય, એવી મારી અત્યારની

સ્થિતિ છે. તેથી જે સુંદરીની મીઠી દ્રષ્ટિ મારા પ્રત્યે હતી તેનાજ ધિક્કારનું કારણ થઇ પડવા જેવી મારી અત્યારની અવસ્થા છે. વિધાતા! તારી ગતિ ખરેખર વિચિત્ર જ છે. મારી આ સ્થિતિને હુંજ ધિક્કારૂ છું તો પછી તારા જેવી દિવ્ય સુંદરી એ તરફ અણગમો બતાવે કે તુચ્છકારે તેમાં આશ્ચર્ય પણ શું ? ખોટું લગાડવાનું કે ઓછું લાવવાનું પણ શું ? અરરર ! જ્યારે તારા સ્નેહનો કૃપાપાત્ર હતો ત્યારે હું કેવળ મૂર્ખ હતો ! જ્યારે પંડિતોથી અન્ય નિશાળે સત્ય વાત ભણ્યો ત્યારે તેથી વંચિત થવા વખત આવ્યો. સ્ત્રી–વર્ગ સારૂ હું હવે પૂરેપૂરા તિરસ્કારનું પાત્ર બન્યો છું. અત્યારે પૃથ્વી પરની કોઇ પણ પ્રેમદા મારી સામે ધિક્કાર શીવાય જોઇ શકે તેમ નથી. ”

આવાં તે નરપતિ કેશવના મુખનાં વચનો સાંભળતાંજ અપરાજિતા એકદમ ખડખડ હસી પડી અને બોલી: “ઓ સ્વદેહથી વંચિત થયેલા રાજા ! સાવધ થા ! જાગૃત થા ! સ્ત્રીના જ્ઞાન ઉપર વિશ્વાસ ન કર ! તારી બધી આશાપર પાણી ફેરવે એવી સ્ત્રીઓ કુશળ છે. તારી બાબતમાં પણ વખતે એમ બની જાય ! તોપણ આ કદરૂપી કામરૂપની કાયા કરતાં તારી અસલ કાયામાં તારો જીવ હોય તો ઘણું સારૂં, એ તારા વિચાર સાથે હું પૂરેપૂરી મળતી છું. તે તો જાણે ભવ્ય મહેલ અને આ તો ઝુંપડું. અને વારૂ, તને તારૂં જુનું શરીર પાછું મેળવી આપું તો કેમ ? ચાલ એ વાતનું આપણે સાટું કરીએ. તારૂં રાજ–શરીર તને પાછું મેળવવામાં હું સહાય કરૂં તો જેમ હિમસુતા પાર્વતીની ચંદ્રમાલીશ્વર શંકર ભગવાન સાથે જીવન ભરની મિત્રતા છે, તેવી મારી મિત્રતા તું કબુલ રાખવા તૈયાર છે ? જેવાં શંકર પાર્વતી, તેવાંજ આપણે બે ! બોલ ! આ વાત તારે

કબુલ છે ? ચાલ ! બોલી દે ! એવા વચનથી તું બંધાય છે. ? તું એ બાબતનું વચન આપવા તૈયાર છે ? "

કામરૂપના દેહમાંનો રાજાનો આત્મા બોલી ઉઠયો: " તું તો એવી મિત્રતાની વાત કરે છે, પણ હું નિશ્ચયપૂર્વક કહું છું, વચન આપું છું કે તું તે શરીર તારૂં જ માનજે: અને વળી વધારામાં મારો આત્મા પણ તનેજ અર્પણ કરૂં છું. માત્ર મારો દેહ મને પાછો મેળવી આપ. અહો સુંદરી ! એટલું તો શું પણ એમ થતાં હું જન્મો જન્મનો તારો ઋણી થઈ રહીશ. "

કામરૂપના દેહધારી તે રાજાનાં આવા આજીજી ભરેલાં વચનો સાંભળી નાગકન્યા અપરાજિતા બોલી: " અહો ! હવે તારી આંખો ઉઘડી જણાય છે; તારી શુધબુધ ઠેકાણે આવેલી લાગે છે. ખરેખર તું હવે કાંઇ સમજ્યો હોય એમ જણાય છે; તને શાણપણ આવેલું લાગે છે. આ કઢંગા કદરૂપા શરીરમાં જરા વધારે રહેવાથી કદાચ તને લાભ પણ થાય. જે આત્મા આવું જબરૂં જોખમ ખેડે તેને લાભ મેળવો જ જોઇએ. જે ધ્રુવનો તારો તને પ્રથમ દૃષ્ટિએ નહોતો જણાતો, તે હવે તેની આગળથી વાદળાં ખસી જતાં, તેની દૃષ્ટિ નિર્મળ થતાં, સ્પષ્ટ જણાય છે. હે રાજન્ ! હવે હું તને બતાવી શકીશ કે જે વાત આખો પંડિતવર્ગ પોતાની બુદ્ધિથી કરી શકે તેમ નથી, તે એક સુંદરીની શક્તિ, એક ચપળાની ચતુરાઇ, કામિનીની કળા, અને *પ્રેમદાની પ્રેમજાળ કરી શકે છે કે નહીં ! પંડિતોનાં પોથાંમાં ન જડે, વિદ્વાનોની વિદ્યા જે શોધી ન શકે, સાધુ સંતોને સહેલાઇથી જે ન સાંપડે, શૂરવીરને સ્વપ્ને પણ જે ન લાધે, તે એક અબળા ગણાતી પોતાની અક્કલથી કરી શકે છે કે નહી તે તું તારી નજરે, તારી પોતાની જ વાતમાં જોઇ જાણી ખાત્રી કરી લે.

તારી બુદ્ધિ કે અન્યની અક્કલનો આધાર ન લેતાં તેં એક અબળાનો આશ્રય શોધ્યો છે,તો તેમાં તારે નિરાશ નહિ થવું પડે. તારા એ નિશ્ચયનું ફળ તને જરૂર સારૂં જ મળવાનું. તારો નિર્ણય જરૂર તને લાભ અપાવશે. તું એ નિર્ણય પર આવ્યો તે ઘણી જ સારી વાત થઇ. "

આમ બોલતાં બોલતાં તે એકદમ ચમકી. તેણે કાન સરવા કર્યા. ઝાડી તરફ દોડી ચોગરદમ નજર નાંખી જોઇ અને આસપાસ બધે દ્રષ્ટિ ફેરવી લીધી. એ પ્રમાણે ખાત્રી કર્યાં પછી પોતાને સ્થાનકે પાછી ફરી અને બોલી: " મારો વિચાર સત્ય છે. આપણે બરાબર વખતસરજ મળ્યા છીએ. મારી ધારણા પ્રમાણેજ પેલો અભાગી કામરૂપ તારા સ્વરૂપથી મને લલચાવવા આ તરફ ચાલ્યો આવતો જણાય છે. એના નવા સ્વાંગનો, તારા સુંદર શરીરનો એ ઉપયોગ તો સારો કરવા ધારે છે. " કામરૂપના દેહધારી તે રાજા તરફ કટાક્ષથી જોતી, મંદ સ્મિત કરી મીઠા સ્વરથી, તેના તરફ નીચી વળી, ધીમી ધીમી છાની વાત કહેતી હોય તેમ બોલી: " ભલે એ ગાંયજાંભાઇ મનમાં ગમે તેવી વાંછના ધરાવતા હોય, પણ એને એ મંત્રની ખૂબીની જરાપણ ખબર નથી. હવે આમ વાતચીતમાં વખતનો નકામો વ્યય કરવો એ ઠીક નથી. સારી વાત એટલી જ છે કે તે સેવકો સાથે પધારે છે. જાણે પોતાના આવવાની વધાઇ આગળથી જ આપે છે. એ ચુપચુપ એકલો આવ્યો હોત તો આપણને કદાચ તેની ખબર પણ ન પડત, અને કદાચ આપણો બધો ભેદ ભરમ તે પામી જાત. આપણા બધા મનોરથ ભાગી પડત. જો એ કાંઇ છાનોમાનો સાંભળી જાત તો બધો ભેદ ખુલ્લો થઇ જાત. હવે તો હું તેને

મંત્રનો આવો દુરુપયોગ કરવા બદલ બરાબર શિક્ષા કરીશ. એના કરતાં વધારે પ્રબલ મંત્રથી હું એને જકડી લઇશ, વશ કરી લઇશ. તું હવે ઝટ લઇ પેલી ઘાટી ઝાડી પાછળ જા. છાનોમાનો લપાઇ જજે. સંતાઇને ગુપચુપ બેસજે, અથવા તો બીલકુલ ન દેખાય તેમ ભોંય સરસો સુઇ જજે. પરંતુ પુરેપુરો જાગૃત રહેજે; સાવધ રહેજે. એકવાર ફરી તને ખાસ ભાર મુકી કહું છું કે કોઇ પણ ચિન્હથી, કોઇ પ્રકારના ગમે તેવા અવાજ કે ખોંખારાથી કે શ્વાસથી પણ તારી હાજરી જણાઇ ન જાય તેમ ખાસ સાવધાનતા રાખજે. વળી ધ્યાન રાખી સાંભળ ને યાદ રાખ કે તને મળેલી આ તક તું ગુમાવીશ નહી. સમયવર્તી થજે. સમય અચુક સાધી લેજે. ગુમાવેલી તક ફરી કદી આવનાર નથી. જોજે પાછળથી પસ્તાવાનું રહે નહી. હું ધારૂં છું કે તને શિખાવેલો મંત્ર તો તને અક્ષરે અક્ષર યાદ છે."

કામરૂપના શરીરધારી તે રાજાએ કહ્યું: "હા, હું તે જરા પણ ભુલ્યો નથી."

અપરાજિતાએ કહ્યું: "તે જીવ્હાગ્રેજ રાખજે. સમય આવે તરત જ તેનો ઉપયોગ તાકીદે કરી દેજે. એક ક્ષણનો પણ વિલંબ કરીશ નહીં. મારૂં કહેવું તમામ સમજી યાદ રાખજે. રખે તક ચુકતો, રખે ભુલતો. હોંશીઆર રહેજે, સાવધ રહેજે. જોજે શું કહું છું?"

ફરી એક વખત તેના તરફ નીચી વળી તેની છેક સમીપ જઇ મંદ સ્વરે સહેજ ધ્રુજતી હોય તેમ મુખ ઉપર મંદ સ્મિત ફરકાવતી બોલી: "ખૂબ યાદ રાખ કે મારી અને તારી બંનેની ભવિષ્યની સુખી જીંદગીનો આધાર તારા અત્યારના કાર્યપર, તારી ચપળતાપર, તારી હોંશીઆરી પર, અને તારી અત્યારની સાવધાની પર અને તક સાચવવા ઉપરજ છે. તારૂં સુંદર શરીર પ્રાપ્ત થતાં તું જાણીશ કે તારા

પ્રત્યેનો મારો પ્રેમ જરાપણ ઘટયો નથી. હાલના શરીરે તો તે ના બને. સ્ત્રી સંબંધી એક વાત તને કહી દઉં છું તે તું હંમેશ યાદ રાખજે, કે કોઇ સુંદર સ્ત્રી એકને પોતાનો પ્રેમ અર્પણ કરી ચુકી તો તે અન્યને કદી પણ ચહાવાની નહી. આ વાત આખા સ્ત્રીવર્ગને લાગુ નથી. જે સ્ત્રીને પોતાનું અભિમાન છે તેની જ આ વાત છે. હાલના તારા આ સ્વરૂપમાં તો તું તારી જાતને પણ ઓળખી શકે તેમ નથી." આ પછી અપરાજિતાએ તેને જવાની ઇશારત કરી તેથી તે તેણે બતાવેલા છુપાવાના સ્થાન તરફ ગયો. ત્યાં જતો હતો એટલે પોતાના હોઠ પર આંગળી રાખી અપરાજિતાએ કહ્યું: "સાવધ!" ત્યાર પછી તે એકદમ ધરામાં કુદી પડી ડુબી ગઇ; અદશ્ય થઇ ગઇ!

---

## પ્રકરણ પંદરમુ

---

## પ્રેમનાં કૌતુક

કામરૂપનો દેહધારી રાજા આ દેખાવ જોતો હતો ને મનમાં વિમાસતો હતો કે તે એકદમ અદશ્ય કેમ થઇ ગઇ ? એટલામાં પોંતાના શરીરધારી કામરૂપને તેણે દૂરથી આવતો જોયો. કામરૂપ ધરા પાસે આવી ત્યાં આસપાસ જોતો થંભી ગયો અને નીરાશ થઇ બોલ્યો: "અરે ! અહીંઆં તો કોઈ દેખાતું નથી. શુકન જોયા વગર હું અહીં આવીં ચઢયો કે શું ? નીકળતી વખત જરૂર અપશુકન થયા હશે."

આમ બોલતો હતો એટલામાં તો તે ધરાની સુંદરી બહાર આવી. ધરામાંથી ઉપર આવી તે વખતે તેના હાથમાં એક મોટી માછલી જણાઇ. તેને તે પરાણે પરાણે ઉપર ખેંચી લાવતી હતી. તે માછલી લંબાઇમાં લગભગ તેના જેટલીજ હતી. તેને પોતાની રત્ન શિલાપર મુકી તેની પાસેજ તે જાણે પડતી હોય તેમ સુતી. તેનાં

તમામ અંગમાંથી પાણી ટપકતું હતું. તેનો કેશકલાપ જેમ તેમ તેના શરીરપર વિખરાયલો હતો. તેણે હવે રડવાનું શરૂ કર્યું. છાતી-ફાટ રૂદન કરવા માંડયું. તેણે હાથ પછાડવા માંડયા. આંસુના અને નિતરતા પાણીના રેલા ભેગા મળી ગયા. તેની આસપાસ શું થાય છે, પોતે કોણ છે, કયાં છે, શું કરે છે, તેનું તેને જાણે કાંઇજ ભાન ન હોય, શોક સાગરમાંજ બુડી ગઇ હોય, ગમગીનીથીજ તેનું અંતર છવાઈ ગયું હોય, તેમ શોકની મૂર્તિ જેવી તે દેખાવા માંડી. કામરૂપ રાજાનો દેહ ધરી ઉભો હતો તે તરફ પણ તે નજર નાંખતી નહોતી. જાણે ઝાડનું ઠુંઠું હોય, જડ થડ ઉભું હોય, તેમ તે તરફ દૃષ્ટિ પણ ફરકાવતી નહોતી.

રાજાના દેહવાળો કામરૂપ આ દેખાવ અજાયબી ભર્યા કૌતુકથી છેટેથી જોયા કરતો હતો. થોડીવાર પછી તે મનમાં ને મનમાં બોલ્યો: "ધરાની એ સુંદરી જાણે છે કે હું અહીં એકલીજ છું. એને કોણ જોઇ રહ્યું છે તેનું ભાન પણ એને નથી. એના આટલા બધા શોકનું કારણ શું ? એ માછલી એના આવા અત્યંત શોકનું કારણ હોઇ શકે નહી. જણાય છે તેમ જો એ માછલી મરેલી હોય તો તો પછી એને પાણીપર ઘસડી લાવવાનું પ્રયોજન શું ? આવી મરેલી માછલી સાથે તે શું કરતી હશે ?" આ આશ્ચર્યકારક બીના નિરખતો તે મુગો મુગો આ બધું જોયા કરતો હતો. વિચાર કરતાં તે એકદમ બોલી ઉઠયો: "અહા ! મારે વળી માછલીનું શું કામ છે ? આ સુંદરી શોક કરે છે, અતિશય વિલાપમાં છે, ત્યારે વિચિત્રતા તો એ છે કે તે અતિશય સુંદર દેખાય છે. હવે માત્ર થોડીજ ક્ષણમાં માલમ પડશે કે બીજા કરતાં હવે તે મારા પ્રત્યે વધારે સારી રીતે વર્તે છે કે નહી. આ રાજાનું શરીર તેના ઉપર કેવી પ્રભા

પાડે છે તે પણ જાણી શકાશે. અપમાન અને માન એ દેહના બહારના દેખાવને લીધે છે, તે શીખતાં હજુ મને ઝાઝો વિલંબ થયો નથી. સુંદર કાયારૂપ મંત્રની અસર એના શીખવેલા મંત્ર કરતાં પણ જબરી થનાર છે. પણ તે છતાં આ બધી વાત બનવાનું કારણ તો એનો મંત્રજ છે. એ મંત્રનો પ્રભાવ પણ કાંઇ ઓછો ચમત્કારિક નથી. હજુ તો આ રાજદેહ ધારણ કર્યાને એક સૂર્યાસ્ત વીત્યો નથી તે પહેલાં તો કંસને વિદારનારા કહાન પાછળ ગોપીઓ ઘેલી થઇ અને રાધા મુગ્ધ બની, તેમ આ શહેરની સઘળી સુંદરીઓ મારા તરફ ઘેલી થતી જણાય છે; રાધા માફક મુગ્ધ બને છે. એમનેજ સારૂ આ શરીર ધારણ કર્યું હોય એમ માનતી જણાય છે." રાજાના દેહધારી કામરૂપ ભાઇ જ્યારે આવા આવા તરંગોમાં આનંદ માનતા હતા, તેવામાં અપરાજિતાએ તેના તરફ એક તીરછી દૃષ્ટિ કરી. તેના કેશકલાપ વચ્ચેથી તેણે દૃષ્ટિ કરેલી હોવાથી તે કામરૂપના જોવામાં આવી નહિ. રૂદન કરતાં કરતાં પણ તેને વિચાર આવ્યો કે: "અહો! આકાશમાંના સૂર્ય જેવી આ વાત સ્પષ્ટ છે કે એ દિવ્ય દેહને ધારણ કરનારો આત્મા કોઇ જુદોજ છે. તેનું વર્તન તદ્દન ઉલટાજ પ્રકારનું છે. તે સ્વમાન દર્શાવવાને બદલે પતરાજી જણાવે છે, દરજ્જાને બદલે દૈન્ય દર્શાવે છે. તેની જાતિજ બદલાયલી જણાય છે. શુદ્ધ પ્રેમીને બદલે એની દૃષ્ટિ વિકારી જણાય છે. સ્વાંગ બદલી આવેલો પુરા શાહુકાર જેવો છે! એનું કૃત્ય જોતાં તો એ ખરેખરો ચોરજ છે. વેષ શાહુકારનો ને અંતર ચોરનું. જાણકારથી તે શી રીતે છુપ્યું જાય ? બહારનો દેખાવજ માત્ર રાજાના દેહનો, બીજું બધું બદલાયલું. તેના વદન ઉપર ક્ષત્રિય તેજની છાપ, વીરતાની વિભૂતિ, અને રાજતેજની કાંતિજ કયાં છે ?

તે તો તદ્દન ઉડીજ ગઇ છે. જાણે રાજહંસનાં પીછાંમાં ઢંકાએલો કાગડો. સિંહના સ્ત્રાંગમાં શીયાળવું. અહીં આવતાં તેને સારા શુકન થયા નહિ હોય. કોઇ કુશળ ભવિષ્યવેત્તાની સલાહ પણ તેણે પુછી નહી હોય. સહેજ સમય પછી આ ખામી એને જણાશે. હાલનું મુહૂર્ત, આજનું અત્યારનું ચોઘડીયું એને માટે સારૂં નથી. યોગ નક્ષત્ર પણ સારા નથી. દીનમાને ઉતરતું છે. મારો વેષ હવે મારે પૂરે-પુરી કુશળતાથી ભજવવો રહ્યો. સહેજમાં કે સરળતાથી તે રાજ-શરીરનો ત્યાગ કરનાર નથી. મારા મંત્રના યોગે ધારણ કરેલા રાજદેહનો ત્યાગ અને પોતાના દેહનો પ્રવેશ, એ એને હવે કપરાં લાગશે તેથી એને ખરેખરો શીશામાં ઉતાર્યાં શીવાય કાંઇ બને તેમ નથી. ખરેખરી યુક્તિ અજમાવવી પડશે. મારે મારી પુરેપુરી કળા અજમાવવી પડશે. એને ઉંધા પાટા બંધાવવા મારે પુરેપુરી પ્રપંચ-જાળ પાથરવી પડશે. હવે તો આ દેહ એને ગમે તે પ્રકારે છોડાવવો એજ મારૂં કર્તવ્ય."

એક પાસ અપરાજિતાની આ રચના ચાલી રહી છે ત્યારે બીજી બાજુએ રાજાનો દેહધારી કામરૂપ તેની ધારણા સફળ થતી ન જણાઇ તેથી અધિરો થયો. તેની ત્યાંની હાજરીની ગણના ન થઇ તેથી તે અત્યંત આકળ વિકળ થવા લાગ્યો. બુમ પાડી ઉઠયોઃ "અપરાજિતા! ઓ અપરાજિતા!!" પાછી દષ્ટિ પણ ન ફેરવતાં તેણે ઉત્તર આપ્યો. "હડી જાઓ! જતા રહો! મને જે પોકારતા હો તે અહીંથી એકદમ દુર થાઓ. હાલ મને બિલકુલ અવકાશ નથી." અધિરો તે બોલી ઉઠયોઃ "રાજા સારૂ તો તારે અવકાશ હોવોજ જોઇએ. આટલા બધા શોકનું શું કારણ છે? શાને લીધે તું આટલી બધી આક્રંદ ને રૂદન કરતી આંસુ પાડે છે?" નયનને

સહેજ પણ ફેરવ્યા શિવાય ફરીથી તે બોલી: "રાજા કે રંક મારે કોઇની ગરજ નથી ! મારે કોઇનું કામ નથી. અરરર ! અરેરે ! હાય ! હાય ! મારી મીના ! મારી વ્હાલી મીના ! મારી ટીમી ! મારી ટીમી ! " તે રાજશરીરધારી બોલ્યો: "તારી મીનાને શું થયું છે ? " ફરી તે હાય ! હાય ! પોકારી ઉઠી; છાતી માથું કુટી નાંખ્યાં અને જાણે માછલીને પોતાનાં આંસુથી જ જીવતી કરવાની હોય તેમ તેનાપર આંસુનો વર્ષાદ વર્ષાવ્યો ને બોલી: "અરર ! એ તો મરી ગઇ ! જીવથી જતી રહી ! ચેતનરહિત થઇ ગઇ ! એનો આત્મા એને છોડી ગયો ! મારી વ્હાલી ટીમી શે મરે ? અરર ! મરીજ ગઇ ! " રાજાના દેહ ધારી કામરૂપે કહ્યું. " તેથી શું થયું ? મરેલી એક માછલી સારૂ આટલાં બધાં આંસુ ! આટલું બધું આક્રંદ ને રૂદન ! કેટલું બધું વિચિત્ર ! " તરતજ એક કારમી ચીસ પાડી અપરાજિતા બોલી ઉઠી: " મરેલી ! અરર ! એમ બનેજ કેમ ? મારી સુંદર મીના ! રૂપેરી અંગવાળી, ચળકતી, ચમકતી, ઝુમકતી મીના ! હીરા જેવી આંખોની મીના ! શંકરની જટામાં સંધ્યા સમયે પ્રકાશનારી ચંદ્રિકા જેવી, આ ધરામાં શોભતી મારી વ્હાલી મીના ! તું મરી ગઇ, એમ કદી પણ હું માનનર નથી. તું મરણ-શરણ થઇ એ વાત મારૂં મન કબુલજ કરતું નથી. તેથી હું એ વાત શી રીતે માનું ? આ ધરાની તારી રમતો પાછી તું કયારે મને બતાવશે ? નીચી ઉંચી ઉછળી, આમ તેમ કુદકા મારી, કયારે તું મારા મનને ફરી રંજન કરશે ? ભુરા કમળના તંતુને કયારે તું ચુંબન કરશે ? તેનાં પ્રતિબિંબ જોઇ કયારે તું પાછી ઉછાળા મારશે ? હવે તું મને પાછી કયારે તારી રમતો બતાવશે ? દોડતી પછાડા મારતી તું હવે નહીજ જણાય ? તું ગઈ તો મારે

મારા જીવનની પણ શી જરૂર છે ? તું જતાં મારૂં જીવન પણ નકામા જેવુંજ છે ! મારી મીના ! મારી વ્હાલી ટીમી ! તું કેમ હાલતી ચાલતી નથી ? ધરાના પાણીમાં તું કેમ નાચતી નથી ? ગુમ થયલી એક પણ વસ્તુ ના જડે એવા મૃત્યુના મહાસાગરમાં તેં આ તારી સહચરીને છોડી કેમ જવાની ઇચ્છા કરી ? મારા વગર તને ત્યાં જતું રહેવું કેમ ગમ્યું ? તું એકલી એકલી કેમ ત્યાં ગઇ ? ઓ ટીમી ! મને કેમ સાથે લેતી ના ગઇ ? ઓ મારી મીના ! ઓ મારી વ્હાલી ટીમી ! તને આ તે શું ગમ્યું ? ઓ મીના ! ઓ ટીમી ! એ ટીમી ! જ્યાં હોય ત્યાંથી પાછી ફર ! એક ઘડી ભર તો તારી ગમ્મત મને બતાવ ! ટીમી ટીમી ! જ્યાં હોય ત્યાંથી જલદી જલદી આ તરફ પાછી આવ ! વ્હેલી વ્હેલી આવ ! કેમ તું સાંભળતી નથી ? કેમ હાલતી ચાલતી નથી ? પાણીમાં કેમ પછાડા મારતી નથી ?" આવું આવું બોલી તે ધરાની સુંદરી અતિશય આક્રંદ કરતી, રૂદન કરતી પોતાનાં આંસુના વેગથી તેને નહવરાવી નાખતી. આ દેખાવ જોઇ તથા તેને પુષ્કળ કલ્પાત કરતી જોઇ આલો બનેલો રાજાનો દેહધારી કામરૂપ તેના તરફ એકી ટશે–એકી નજરે જોઇજ રહ્યો. શું બોલવું, શું કહેવું, કેવી રીતે વર્તવું, તેની પણ ઘડી ભર તેને સમજ પડી નહી. અધીરાઈ વધતી ગઇ. એક તરફ આશ્ચર્યતા તો બીજી તરફ ક્રોધ ઉભરાયાં. છતાં મનને સંયમમાં રાખી તેણે કહ્યું: " ઓ અપરાજિતા ! આ તને છાજતું નથી. એક માછલી સારૂ તારા જેવી અપૂર્વ સુંદરી આવા ઉન્મત્ત શોકના સાગરમાં ડુબકાં મારે એ વાતજ મનાય તેવી નથી. આવું કોઇ દિવસ જોવા કે સાંભળવામાં પણ આવ્યું નથી. ભલે આ એક મત્સ્ય મરી ગયું, તો તેના જેવાં અને ઓળખી પણ ન શકાય

એવાં સમાન બીજાં ઘણાં મત્સ્ય છે. ત્રિભુવનમાં આના જેવી શું એકજ માછલી સરજાયલી છે ? મારી સમજ પ્રમાણે તો તું તારી જાતને ભોળવી રહી છે. કામદેવ સારૂ રતિ વિલાપ કરતી તેમ તું આ નજીવી માછલી સારૂ વિલાપ કરે એ તે કંઇ ઠીક કહેવાય ? પછી એ બહાને મીનકેતનનું—કામદેવનું એને જોઇ સ્મરણ થવાથી તો તું શોકમાં નથી ડુબતીને ? તારો વિલાપ કામદેવની પીડાનો તો નથી ને ?"

આ સાંભળી તે ધરાની સુંદરી જરા મનમાં ને મનમાં મલકાઇ. આ ભાઇને સાન ભાન કે જ્ઞાન જણાતું નથી પણ હવે કાંઇ મુદ્દાની વાતપર આવતા લાગે છે. આમ વિચારી કાંઇ જવાબ દેવાને બદલે તેણે આંસુનો ઉભરો આણ્યો. હવે કાંઇ બાકી ના રહ્યું હોય અને જાણે પોતાનાં આંસુમાંજ ડુબી મરવું હોય તેમ તેણે છુટે મુખે આક્રંદ કરવા માંડયું. તે આંસુના સાગરની, શોકની મૂર્તિ રૂપ બની ગઇ. તે રડતી, કકળતી, હવામાં હાથ પછાડતી, ચોગરદમ વીંઝતી, આખા શરીરને આમતેમ પછાડતી, અર્ધી હસતી, અર્ધી રડતી, ગાંડાના જેવા ચાળા કરતી, નદીના વેગ જેવો સ્વર કાઢતી, આવી આવી વિચિત્ર કાંઇ કાંઇ શોકની સીમા બતાવનારી ક્રિયા કરી રહી હતી, તે રાજાનો દેહધારી કામરૂપ અતિ આશ્ચર્યતાથી તેના કેશકલાપ, તેના દેહને ચોગરદમ વીંટલઇ વળેલા કેશસમુહમાંથી જોતો થંભી ગયો. વળી તેની તે છતાં વધુને વધુ ખીલતી દેખાતી તેની સુંદરતાથી મુગ્ધ બની ગયો. સાવધ થતાં તે બોલ્યોઃ " હે ધરાની સુંદરી ! તારો અકારણ વિલાપ છોડી તું મારી પાસે આવ. હું તારૂં મન પ્રસન્ન કરીશ. તારો શોક છોડાવીશ. એક તો શું પણ અનેક તરેહની આનાથી પણ સુંદર માછલીઓથી આ તારો ઘરો ભરપુર

કરી દઇશ. અશ્રુ બંધ કર, વિલાપ વેગળો કર અને મારૂં કહેવું સાંભળ. મૃત્યુ પામેલી માછલીની વાત શિવાય હું તારી સાથે જુદાજ પ્રકારની વાત કરવા આવ્યો છું. મારા જુના કદરૂપા કઢંગા કુબડા શરીરમાંથી સટકી આવ્યો છું. આ મારૂં નવું રૂપ, આ મારો સુંદર દેહ તારે ચરણે ધરવા આવ્યો છું. આ નગરીની એક પણ સુંદરી એવી નથી જે મને મેળવવા મંથન કરી રહી ના હોય ! મને મેળવી પોતાના જન્મનું સાર્થકય માનતી ના હોય ! કહાનની પાછળ ઘેલી થયેલી ગોપીઓની માફક શેહેરની સર્વ સુંદરી પોતાનું શરીર મને સમર્પણ કરવા અત્યંત ઉત્સુક થઇ રહે છે."



## પ્રકરણ સોળમું

## મીન કે મીન કેતન?

અપરાજિતા અત્યંત ક્રોધાવેશમાં આવી ગઈ હોય તેમ ચીસ પાડી બોલી ઉઠીઃ "રાજા હો કે રાત હો! કદરૂપો હો કે કામરૂપ હો! મારે કોઇ સાથે કાંઇ કામ નથી. તું તેમાંનો એક હો કે બન્ને હો - મારે તો તણખલાવત્ સર્વે વસ્તુ તુચ્છ છે. રાજા કે રાત કોઈ મારી મીનાને, મારી વહાલી ટીમીને જીવતી કરી શકે તેમ નથી. ધન્વંતરી જેવો તું વૈદ્યરાજ હોત તો તો હું તને આ સમયે જરૂર વધાવી લેત. મારી મીનાને તેના શીવાય જીવંત કરવાને કોઇ શક્તિવાન નથી." આમ બોલી તે એકદમ ઉછળી બે હાથ હવામાં પછાડી તેના તરફ દોડી. એની દ્રષ્ટિમાં આકાંક્ષા–આતુરતા–આજીજી તરવરતાં હતાં. વળી જાણે પાછી નિરાશ થઇ હોય તેમ હાથ નીચા નાંખી દીધા, પાછી ફરી ગઇ અને બોલીઃ "અરરર! હું સ્વમવશ થઇ ગઇ. તું ધન્વંતરી નથી તેથી શા કામનો? તું તો માત્ર માનવ

દેહધારી રાજાજ છે." તેણે કેશસમુહમાં હાથ મોઢું સંતાડી દીધાં અને મરેલી માછલી પાસે લાંબી છડ થઈ સુઇ ગઇ. આમ પડી એટલે ભરેલી કેળના સુકુમાર ભાગ જેવાં તેનો જંઘા—પ્રદેશ જણાયો, અને તેના અત્યંત મનોહર પથરાયેલા કેશકલાપમાંથી તેની દેહની કાંતિ એવી તો દિવ્ય જણાવા માંડી કે જાણે પૃથ્વીના પટપર બીજી એવી અતિ સુંદર કાયા શોધી કાઢવાનું આવ્હાન કરતી ના હોય ! તેની પડવાની છટા તથા તેની અતિ મનોરમ સુંદરતા જોઇ રાજાનો દેહધારી કામરૂપ તો આભોજ બની ગયો. તેની દિવ્યતાથી તે મંત્ર-મુગ્ધ બન્યો. તેના સામે નજર કરતાં ભ્રમણામાં પડયો અને વિચા-રવા લાગ્યો: "આ મૃત્યુવશ માછલી કયાંથી અત્યારે અંતરાય રૂપ થવા આગળ આવી ? એને અત્યારે કયાંથી મૃત્યુ આવ્યું ? મારો ઘાણ બગાડયો; મારી તક કથળી; મારો ફેરો અફળ ગયો. એનો શોક ખરેખર સ્વાભાવિક જ છે. અંતરનો છે. તોપણ મને એમાં કાંઈ સમજ પડતી નથી. આવા સુંદર આત્માને તે વળી આવી નજીવી વસ્તુ સારૂ આટલો બધો શોક શો ? વિલાપ શો ? આક્રંદ શું ? રડવું શું ? વિલાપ કરતી એ હવે કયારે અટકશે ? એનો ઉપચાર પણ શું હશે ? શાથી એ એનો વિલાપ ત્યાગે ? અહો ! શોકમાં પણ એ કેવી સુંદર દેખાય છે ? શોક એનું ભૂષણ થઇ રહ્યો છે. શોકે એના શણગારનું સ્થાન સુંદર રીતે સાચવ્યું છે. પ્રભાતનાં ખીલેલાં પુષ્પો ઉપરનાં ઝાકળનાં બિંદુ સૂર્યકિરણ પડતાં જેવાં ઝળકી રહે તેવાં એનાં આંસુ એની આસપાસ રત્નમય પટં-તરની રચના રચતાં દેખાય છે. તે છતાં આમાં મને કાંઇ સમજાતું નથી. વર્ષા તો સ્ત્રીનું રૂપ ધરી નથી આવી ? કે પછી આ સુંદર સ્ત્રી—શરીરમાં બાળકનો આત્મા તો નથી ગોઠવાયો ? ભાંગેલા રમ-

કડા સારૂ જેમ એક નિર્દોષ બાળક આક્રંદ કરી મુકે તેમ નાના બાળક જેવી આ સુંદરી પણ મરેલી માછલી સારૂ પોતાનો જીવ પછાડી નાંખે છે. " વળી ઓચિંતા તે બેઠી થઈ ગઇ. માછલીની છેક પાસે જઇ તેનું મસ્તક પોતાના ખોળામાં લીધું અને તેને આમ તેમ હીંચોળવા લાગી. રીસાયલા બાળકને મનાવવા જેમ તેની માતા તેને હીંચોળે તેમ માછલીને હીંચોળતી તેને ચુંબન કરવા મંડી પડી. વચ્ચે વચ્ચે કામરૂપ તરફ આંખની કોરથી દ્રષ્ટિ પણ કરતી. તે કામરૂપ બોલી ઉઠયો: " ઓ અપરાજિતા ! તારા સ્નેહનો હેતુ થવા, તારા પ્રેમનું લક્ષ્ય થવા આ મરેલી માછલી શીવાય કોઇ સરજાયલુંજ નથી કે શું ? રાજાની આવી ભારે અવગણના કરવાનું તારે કાંઇ યોગ્ય કારણ હોય એમ જણાતું નથી. રાજાઓ કાંઇ મરણવશ થયેલાને જીવાડવાની શકિત ધરાવતા નથી. તે છતાં જીવતાંને અત્યંત સુખી કરવાની શક્તિ તો તેઓ જરૂર ધરાવે છે. તને સુખી કરવા ન કરી શકું એવું કોઇ કાર્ય નથી. " અપરાજિતા બોલી ઉઠી: " મારી મીનાના જીવન શીવાય મારે બીજી કોઈ વાતની જરૂરજ નથી. અત્યારે મીનાનું જીવન એજ મારૂં કર્તવ્ય, એજ મારૂં લક્ષ્ય અને મારો ધર્મ છે. "

રાજાના દેહધારી કામરૂપે ક્રોધમય વાણીથી કહ્યું: " મારૂં કર્તવ્ય શું મરેલાને જીવાડવાનું છે ? આ મરેલી માછલીને લીધે તું તારી વૃત્તિ આટલી બધી કેમ ઉશ્કેરે છે ? હું કાંઇ ઇશ્વર છું તે એને જીવાડવાનો હતો ? જીવતો સ્વામી અને તે પણ એક રાજા, તે શું અત્યારે તારા મનથી આ માછલીની તોલે પણ નથી ? તને મારી માનીતી રાણી બનાવી આનંદસાગરમાં ઝબકોળી, આ મરેલી માછલીની સ્મૃતિ તારા હૃદયપટ ઉપરથી હું સત્વર દૂર કરીશ. "

જાણે તેનાં આ વચનોની તુલના કરતી હોય, તેના બોલની સત્યતાની પરીક્ષા કરતી હોય, તેમ તેણે તરત માછલીને જમીન ઉપર મુકી દીધી. તેના સામું સ્થિર દ્રષ્ટિથી જોયા કર્યું. આ વખતે તેની દ્રષ્ટિ અર્ધમીલિત, અર્ધ સ્વપ્નમય ઘેનમાં ઘેરાયલી હોય તેવી દેખાતી. પોતાની મેળે પોતાનીજ જોડે વાત કરતી હોય તેમ બોલીઃ " ખરે-ખર, આ બોલે છે તે તદ્દન સત્યજ છે. ઘણીએ સુંદરીઓ એની રાણી થવાને તો ધાઇ ધસી આવે. તે ખુબસુરત છે એટલુંજ નહી પણ વળી રાજા છે. " પાસે પડેલી માછલીને જાણે ઘડીભર વિસરી ગઈ હોય તેમ પોતાના વાળની લટ એક હાથે પકડી બીજે હાથે વિંટાળવા મંડી; અને તેના સામું ટગર ટગર જોતી, જાણે તેના વચનનું તોલન કરતી હોય, તેના વિચારનુંજ ધ્યાન ધરતી હોય, એવી સ્થિર દ્રષ્ટિથી જોઈ રહી. રાજાનો દેહધારી કામરૂપ આ દ્રશ્ય જોઈ અંતરથી ઉમંગમાં આવ્યો અને મકલાયો. અપરાજિતાના આ પ્રેમ—ચિન્હથી તેની છાતી વ્હેંત ઉંચી આવેલી દેખાઇ. હોંસ-માંને હોંસમાં તે વિચારવા લાગ્યોઃ " અહો ! આપણા મંત્રનું પરિબળ જણાવા માંડયું ખરૂં. મદનમૂર્તિને લજવે, અનેક કામિનીને મંત્રમુગ્ધ કરી મુકે એવું આ મારૂં અત્યારનું કલેવર પ્રથમ મેળાપ કરતાં, આ વખત ખરેખર મારી ધારણા પ્રમાણે જુદીજ વૃત્તિ અનુભવે છે. કયાં મારી પ્રથમની કુબડી, કદરૂપી, કારમી કાયા ! અને કયાં નવયૌવનમાં મહાલતું, શૃંગારને શોભાવનારૂં, સકળસાજ યુકત આ રાજાનું શરીર ! પ્રથમની કાયા તરફ સૌ કોઇની કુદ્રષ્ટિ થતી, જોતાં કંટાળો ઉપજતો, ત્યારે આ દિવ્ય દેહ પ્રત્યે પ્રસન્નતા પથરા-યેલી જણાય છે, અમૃતમય વૃષ્ટિ થતી જણાય છે; જાણે કળાયલ મયૂર સામે મયૂરીઓજ જોઇ રહી હોય, નરમૃગ પાછળ હરણીઓ

ટોળાબંધ ફરતી હોય, કહાન પાછળ ગોપાંગનાઓજ ફરી રહી હોય એવો દેખાવ જ્યાં ત્યાં થઇ રહેલો મારી દ્રષ્ટિ અનુભવે છે ! અહો રૂપ ! તારી મોહિની કેટલી અજબ છે ?

આવા વિચારોમાંથી તે જાગી ગયો હોય એમ બોલી ઉઠયોઃ "ઓ અપરાજિતા ! હું ગમે તે હોઇશ પણ તારી સેવા શિવાય મારા જીવનનો બીજો કોઇજ હેતુ નથી. તારે જે કહેવું હોય તે કહે. જે આજ્ઞા કરવી હોય તે કર. આ માછલીના શબને ધરામાં પધરાવ. એનાથી સહસ્ર ગણો બદલો હું તને કરી આપીશ. એની ખોટ જરા પણ તને જણાવા દઇશ નહીં." અપરાજિતા મંદ સ્વરે બોલી: "નહિ ! નહિ ! હે રાજન્ ! હે નરપતિ ! મારૂં કહેવાનું તમે સમજ્યા હોય એમ જણાતું નથી. હેતને, સ્નેહને, પ્રેમને ભુલી જાઉં એવો મારો સ્વભાવજ નથી. જે વાત મારા મનપર ઠસી તે હું બીલકુલ ભુલવાની નહી. પ્રત્યેક વાતની મારા મનમાં ઉંડી . ઉંડી છાપ પડી જાય છે. હું ચાહું તેને અત્યંત અંતઃકરણપૂર્વક ચાહું છું. અનંતકાળ સુધી ચાહું છું. મીનાનું મૃત્યુ ના થયું હોત તો કદાચ તારા તરફ મારૂં અંતર પ્રેમપૂર્વક વાળવાનો પ્રસંગ પ્રાપ્ત થાત. હાલના સંજોગમાં તું ઘણો ક્રુર લાગે છે. લાલચમાં લપટાવે છે. છળ કરી છેતરે છે. મ્હારી વ્હાલી મીનાને વિસારે પાડી તારા પ્રેમને આગળ કરવા તું મથે છે ! મારા હૃદયના રાજ્યસ્થાન ઉપરથી મારી વ્હાલી મીનાને દુર કરી તે સ્થાન તારે લેવાની ઇચ્છા છે ! તેને સ્થાને તારે બીરાજવું છે ! "

રાજાના દેહધારી કામરૂપે તરતજ ઉત્તર વાળ્યોઃ "ના, ના. હે અપરાજિતા ! એમ જરા પણ નથી. એ મત્સ્ય તરફ તારો અત્યંત પ્રેમ છે એ વાત સત્ય છતાં હાલ તો તે મૃત્યુવશ છે તેની

તારાથી ના કહેવાય તેમ નથી. તેના મરણ પાછળ શું તારૂં જીવન તું નકામું કરવા માગે છે ? તારૂં જીવન આ શબને અર્પણ કરવું છે ? તારી એ ખોટ પુરી પાડવા, તારા મનમાંથી એને દૂર કરવા, એક રાજાનો પ્રેમ શું ઓછો છે ? રાજાના પ્રેમ કરતાં પણ શું એ વધી જાય તેમ છે ? તારા મનમાંથી એ વાત વિસારે પાડવા, તારા મનને આનંદિત પ્રફુલ્લિત કરવા, તને શાંતિ આપવા રાજપ્રેમ શું કાંઇજ કરી નહી શકે ?"

કાંઇપણ ઉત્તર આપ્યા વગર તે ધરાની સુંદરીએ તેના તરફ ને મીના તરફ, મીના તરફ ને તેના તરફ એમ વારંવાર એક બીજા તરફ વારાફરતી દ્રષ્ટિ ફેરવવા માંડી. આવી હેરફેર થતી દ્રષ્ટિના પ્રભાવથીજ તેની અનિશ્રિત સંશયાત્મક ચિત્તવૃત્તિ જણાઇ આવી. શું કરવું, આ કરવું કે તે કરવું તે બાબત મન ચકડોળે ચઢયું હોય, હીંચોળા ખાતું હોય, તેમ જણાયું. જ્યારે જ્યારે તે મંત્રમુગ્ધ થયેલા કામરૂપ તરફ દ્રષ્ટિ કરતી ત્યારે ત્યારે તેના અધર ઉપર અંતરના આકર્ષણની ઝાંખી રેખા જણાતી; અને તે પણ જાણે ત્યાં દેખાવ દેવામાં શરમાતી હોય, ત્યાં આવવાથી તેને શિક્ષા થવાની બીક લાગતી હોય, તેમ અડધી સંતાતી છુપાતી, લપાતી, ઝાંખી ઝાંખીજ દર્શન દેતી. તેના આ કટાક્ષો કામદેવનાં બાણ સમાન કામરૂપના હૃદયમાં સોંસરાજ સરી જતા, જડાઇ જતા અને અનેક અવનવા ઉત્પાતો કરતા. યજ્ઞની વેદિ ઉપર ઘીની અવિચ્છિન્ન આહુતિ આપતાં જેમ અગ્નિ ભભુકી રહે તેમ તેના અંતરના અગ્નિને આ કટાક્ષોએ ઉશ્કેર્યો, ભપકાવ્યો. મનમાં ને મનમાં તે બબડયો: "ખરેખર, હવે તો એ શંકામાં પડી ખરી. સંશયે તેનામાં પ્રવેશ નક્કી કર્યો ખરો. આ સારૂં કે તે સારૂં, આમ કરૂં કે આમ કરૂં એવા વિ-

ચારના વમળમાં પેઠેલી જણાય છે. તેનું મન અતિ ઉગ્ર વૃત્તિથી ઉશ્કેરાયેલું છે. તે ખરેખરી સંશયને હીંડોળે ચઢેલી છે મરેલી માછલી કે રાજપ્રેમ ? મનને કયાં રોકવું તેનું મંથન ચાલે છે. આ નિર્ણય કરવામાં જરૂર રાજપ્રેમ સફળ થશે. આ વિચાર થતાંજ તે રાજ-દેહધારી કામરૂપના મનમાં આ વિચારની એવી તો મધુરી લહેરો આવવા માંડી, આશાનું એવું તો અમૃત રેડાયું કે તેના અત્યંત આનંદથી તે ધ્રુજી ઉઠયો. વળી તે સુંદરીએ તે પછી પોતાની દ્રષ્ટિ ભૂમિ તરફ વાળી. નયનો એટલાં તો નીચાં ઢાળ્યાં કે જાણે તેની આંખોની પાંપણોને અધર સાથે વાત કરવાનું મન થયું હોય એવો દેખાવ થઇ રહ્યો. સામે જોયા વગરજ તે બોલીઃ " હું તારી રાણી થાઉં તો મારી મીના સારૂ એક ભવ્ય મીનારો ચણાવે ? "

રાજાના દેહધારી કામરૂપે અતિ ચંચળ મને તરતજ ઉત્તર વાળ્યોઃ "હા જરૂર ! રાજાઓએ પોતાના સ્મરણ-સ્તૂપો જેટલા ભવ્ય ને વિશાળ બાંધ્યા હશે તેના કરતાં પણ તારી મીનાનો સ્મરણ-સ્તૂપ કે મીનારો તું ધારે તેના કરતાં પણ ઘણો વિશાળ અને અતિ ભવ્ય ચણાવી દઇશ. તારી મીનાનું સ્મારક જગત અતિ આ-શ્ચર્યતાથી નીરખે એવું કાયમનું હું જરૂર બંધાવી દઇશ."



## પ્રકરણ સત્તરમું

## ભુલભુલામણી

શંકર ભગવાન પાર્વતીને કહે છેઃ "થોડો વખત ભૂમિપર આંખો ઢાળી નમસ્કાર કરતી હોય એવી સ્થિતિમાં અપરાજિતા રહી. પછી નાટકના પડદા ઉંચકાય તેમ આંખો ઉપરથી તેણે પોપચાં ઉંચાં કર્યાં, અને એક અતિ તીક્ષ્ણ કટાક્ષ તેના તરફ નાખ્યો. જેથી મેં કામદેવને ભસ્મ કર્યો હતો તેના કરતાં રાજાના દેહધારી કામરૂપના આત્માને તેણે વધારે પ્રબળ રીતે વશીભૂત કરી દીધો. ત્યારપછી તે પાછી ફરી. બે હાથ જોડી મીના તરફ ફરી. તેની સાથે વાત કરતી હોય તેમ બબડી. શોકમય ઠપકા રૂપ વાણીથી તે એવી તો મંદ મંદ ગણુગણી કે જે જોઇ તે રાજદેહધારી કામરૂપ તો તે સાંભળતાં સાંભળતાં એવો ગળગળો થઇ ગયો, તેના મનને એવી ગલીપચી થવા લાગી, કે તેનું ભાન ભુલવા લાગ્યો. તે બોલીઃ "અરરર ! ઓ ટીમી ! તારી સ્મરણશક્તિ તાજી કરવાને

બદલે, તારૂં ધ્યાન ધરવાને બદલે, હું તારી સાથે દગો રમું છું, તને છોડી બીજાની વાત સાંભળવા તત્પર થાઉં છું. થોડી ક્ષણ ઉપર તો તું જીવતી હતી! ધીટ્કાર છે સ્ત્રી—હૃદયને કે પવન જેવી જેની વૃત્તિ સતત ચંચળ છે! જે પુરુષની સૌંદર્યતા દષ્ટિએ પડતાં મધુમક્ષિકા માફક લલચાય છે. પુષ્પના પરિમળ પાછળ મધુમક્ષિકા ધસે તેમ પુરુષ પાછળ તેની વૃત્તિ ચંચળ થાય છે! આ રાજદેહની કાંતિથી હું લોભાઇ ગઇ, એની મોહિની મને લાગી ગઇ. અરરર! મારી તે આ શી દશા? તને હું શી રીતે ભુલું? એમ તે બને? તું મને માફ કરવા તૈયાર થાય પણ તને ભુલી મારી જાતને હું શી રીતે માફી આપી શકું? મારી જાતને ભુલું તો તને ભુલું! તું વિસારી વિસરાય? ઓ ટીમી! ઓ ટીમી! અરરર! આ શો ગજબ!"

આમ બોલતાં બોલતાં તો તેણે ફરીથી આક્રંદ કરવાનો આરંભ કરી દીધો. તેથી પેલા રાજદેહધારીનું ચિત્ત તો ચીરાઇને કટકે કટકા થઇ જતું જણાયું. મૂળ તો હલકું પાત્ર, તેમાં વળી રાજાનો દેહ ધરેલો, એટલે અહંવૃત્તિની કાંઇપણ ન્યૂનતા તો હતીજ નહી. તેમાં વળી આ દેખાવ જોયો એટલે તેનું ધૈર્ય પણ તેને છોડી ગયું. તેથી મનમાં તે એકદમ બોલી ઉઠયો: "અત્યાર સુધી તે અનિશ્ચિત સ્થિતિમાં ઝોલાં ખાતી હતી. હવે તો મને વશ થવાની તૈયારીમાં જ છે. આ મારી બદલાયલી દેહની કાંતિની મોહિની સામે તે સહેજ પણ ટકી શકે તેમ નથી. તોપણ તેના મનની આ મંદ વૃત્તિ સારૂ તે પોતાને ઠપકો આપતી જણાય છે." આ વિચારથી તેના મનમાં આનંદનો ઉભરો આવ્યો અને અહંકારવૃત્તિથી તે ઉછાળા મારી રહ્યો. ઘડીભર ભાન ભુલી પોતે જાણે તેનો સ્વામી હોય, તેનાપર જાણે કૃપા કરતો હોય, ઉપકાર કરતો હોય, એવી દ્રષ્ટિ કરી

તેના તરફ જોતાંજોતાં બોલ્યોઃ"આ મરણવશ થયેલીમાછલી તરફ આટલો સ્નેહ ધરાવવા બદલ હવે હું તને જરૂર ક્ષમા કરીશ." વળી મનમાં વિચારવા લાગ્યોઃ "તેનું આ કૃત્ય ખરેખર કંટાળા ભરેલું છે, છતાં સ્વાભાવિક જણાય છે. તેનો આ વિચિત્ર સ્વભાવ તેની અણજાણમાં હું જાણી ગયો. તેનું અંતર દ્વિધા થયું, બે ભાગમાં વહેંચાઇ ગયું, તે બધું મેં નજરો નજર જોયું. એક તરફ એ પોતાના પ્રેમીની મોહિનીને વશ થતાં તેને દૂર કરી શકવા અસમર્થ છે, તો બીજી તરફ પોતાના વહાલા જુના રમકડાને છોડતાં જેમ એક બાળકને ઘણું લાગે ને નવાને વળગવા જાય ને રડે, તેમ આની વૃત્તિ પણ ઘણીજ દુભાય છે. હવે પૂર્ણ રીતે મને વશ થવામાં માત્ર અલ્પ સમયનીજ જરૂર છે. તે પછી એ મારીજ થશે. હું જેટલી વખત ધારૂં તેટલી વખત, મારી મનેચ્છા પ્રમાણે એના અધરામૃતનું પાન કરી શકીશ.

રાજાના દેહધારી કામરૂપની મનોવૃત્તિ જ્યારે આમ કુદી રહી ત્યારે વળી તે ધરાની સુંદરીએ જુદોજ ખેલ આરંભ્યો; જેથી તેના મનમાં પ્રગટ થતા પ્રેમાગ્નિમાં જાણે ઘીની ધારાજ થવા માંડી; અને તેથી તે વૃત્તિ પુરેપુરી ભભુકી ઉઠે એવી રચના થઇ રહી. જાણે પોતાની વહાલી મીનાની રજા લેતી હોય તેમ તે ધરાની સુંદરીએ મીનાને ચુંબન કર્યું; અને હવે પછી તારી વારી આવનાર છે એમ દર્શાવનારૂં એક મીઠું કટાક્ષ તે રાજદેહધારી તરફ નાંખ્યું. તે જોતાં એને એ કહેતી હોય કે હું તારી થવાની તૈયારીજ કરૂં છું, એમ લાગ્યું. તે સુંદરી બોલીઃ "તારા પ્રેમને વશ થઇ હું મારી મીનાને ત્યાગું છું, છોડું છું, તેથી ભવિષ્યમાં મહારાજ મારી મશ્કરી તો નહી કરે ? મને મહેણું તો નહી મારે ? મીનાના ત્યાગમાં મારી કસુરનથી.વાંક છે માત્ર તારા રૂપનો ! તારી મોહિનીનો ! તારા પ્રેમનો!"

આમ બોલતી વખતે તેના મુખપર મધુરા હાસ્યની છટા છાઇ રહી. આ જોતાં તો તે રાજદેહધારીનું હૃદય પંખીડું તેના પાંજરામાંથી છુટું થવા પાંખો ફફડાવી રહ્યું. તે એકદમ ધ્રુજતા સ્વરે બોલ્યોઃ "હા, જા, બધો વાંક મારે શિરે છે. તે બાબત તારે કાંઇ પણ ચિંતા કરવાની નથી. તારો વાંક કોઇ પણ દિવસ હું કાઢનાર નથી. તને ભવિષ્યમાં એ બાબત જરા સરખું મહેણું પણ નહી મારૂં. એ વાતજ હું કદી સંભારનાર નથી. મીનાને ત્યાગી મારી થવા બદલ ઉલટો હું તારો હંમેશનો ઋણી થઇ રહીશ." મીના તરફ દૃષ્ટિ ફેરવતી ફેરવતી અતિમંદ પગલે તે સુંદરી તેના તરફ ચાલી. પાસે આવતાં તે રાજદેહધારી તેનેભેટવા આતુર થઇરહેલો આગળધસ્યો. પરંતુ ઇશારતથી તેને આગળ વધતો અટકાવી તે ધરાની સુંદરીએ કહ્યુંઃ "ઘડીભર ત્યાં થંભી જા." ધણીની આજ્ઞા થવાની રાહ જોતો પાળેલો કેળવાયલો શ્વાન પોતાને બાંધેલી જણાતી દોરીને છેડે જેમ થંભે, તેમ આ સાંભળી અતિ આતુર છતાં તે અચકયો. મીનાના શબ અને રાજદેહધારીના બરોબર મધ્યમાં તે સુંદરી સ્થિર થઇ ઘડીમાં મીના તરફ અને ઘડીમાં રાજદેહધારી તરફ દૃષ્ટિ ફેરવવા લાગી. વળી તેણે એકાએક પોતાના વાળની એક લટ પકડી, મુખમાં મુકી, દાંતમાં દબાવી, વામહસ્તે તાણવા માંડી. કાંઇક ગુંચવણમાં પડી હોય, મથન ચાલતું હોય, તેવી રીતે કપાળે કરચલીઓ વળી. તેના તરફ ધારી ધારી જોવા મંડી, જેથી તેના મુખ ઉપર સંશય અને અનિશ્ચિતતાનાં લક્ષણ સ્પષ્ટ જણાઇ આવ્યાં. બહારના કોઇ પ્રકારના અદૃશ્ય આંદોલનથી તેનામાં આવી અનિશ્ચિતતા આવી ગઇ હોય, સંશય પેસી ગયો હોય, અને તે તેના સર્વાંગે છવાઇ ગયો હોય, તેમ અનિશ્ચિતતાની મૂર્તિ રૂપેજ તે ખડી થઇ રહી. જાણે તેને એ

સ્થિતિમાંથી મુક્ત કરવાની અન્યને સહાયની જરૂર હોય, તેનો સં-
શય દુર કરવાની, બીજાથી દોરાવાની, અન્યના અભિપ્રાયની બીજાના
દઢ મત ઉચ્ચારવાની અપેક્ષા કરતી હોય, એવી સ્થિતિમાં તે ત્યાંને
ત્યાંજ ઢરી ગઇ. તે સુંદરીની આ દશા જોતાં અંતરમાં ઉભરાઇ રહેલી
પોતાની જીજ્ઞાસાને રોકવાની અશક્તિને લીધે. જેવો તે રાજધારી પો-
તાના લાભનો નિશ્ચય કરાવા તેના તરફ કુદી પડવાની તૈયારીમાં છે
તેવામાંજ તે સુંદરીએ પોતાના હાથની જોરથી તાળી પાડી, અને ની-
સાસો નાંખી બોલી ઉઠીઃ "મારો સંશય જતો રહ્યો. મારો નિર્ણય
થઇ ગયો. મારો છેવટનો નિશ્ચય થયો. અરે ના ! એમ કદી બન-
નાર નથી ! તું જેવો આવ્યો તેવો એક ક્ષણના પણ વિલંબ વગર
પાછો ચાલ્યો જા ! મારે તને એટલુંજ કહેવાનું છે ! મારૂં અંતર
તુટું તુટું થઇ રહ્યું છે ! તારી મોહિની દૂર ન થાય ત્યાં સુધી હું
કાંઇ પણ કરી શકું તેમ નથી." આવાં તે બાળાનાં વચન સાંભળતાં
તો પેલા રાજદેહધારીની અધરામૃતનું પાન કરવાની તથા પોતાની
સર્વેચ્છા સફળ થવાની અણીપર છે એવી ધારણાને જબરો આઘાત
થયો, ઉંડો ઘા લાગી ગયો, અને તેથી તે એકદમ પોકારી ઉઠયોઃ
"અહો દિવ્ય સુંદરી ! હે અપરાજિતા !" બોલતાં બોલતાં તેને મીના
તરફ પાછી ફરતાં જોઇ એકદમ તે અટક્યો. એટલામાં તો તે પડી
ગઇ અને મૂર્ચ્છાવશ થશે એમ લાગ્યું. શોકમય સ્વરે હસ્ત ઉંચો કરી
તેણે મંદ અતિ મંદ અવાજે ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું: " જા, ચાલ્યો
જા ! મારો છેવટનો નિર્ણય થઇ ચુક્યો ! હું નિશ્ચય કરી ચુકી !
જા ! જા ! જલદીથી મારી નજરથી દૂર થા ! હું મીના સાથે દગો
કરનાર નથી ! મારી વ્હાલી મીનાને હું કોઇ કાળે છોડનાર નથી.
હે મીના ! અમારા વચ્ચેનો ન્યાય તને સોંપું છું. તારી ઇચ્છા મને

છોડી દેવાની હોય, મારે તને છોડવાની હોય, તો તેવી તું મને આજ્ઞા કર ! એવી આજ્ઞા થશે ત્યારેજ હું તને છોડીશ. ત્યારેજ હું તારાથી છુટી થઇ શકીશ. તારે સ્વમુખેજ તું મને આજ્ઞા કરશે, તારે સ્વમુખેજ તું મને જવાનું કહેશે, ત્યારેજ હું તને છોડીશ. ત્યાં સુધી હું તારો સંગ તજનાર નથી. રાજાની રાણી થવાના મારા સ્વપ્નને પણ હું ત્યાં સુધી ગણનાર નથી ! જા ! હે રાજા ! તારી ઇચ્છા ફળવાની નથી. તારી આશા સફળ થાય તેમ નથી !"

આંખો બંધ કરી લારે તે શોકની વૃત્તિથી સફેત થયલી દેખાતી હતી તેવામાં તે રાજાના દેહધારી કામરૂપને એકાએક મનમાં વિચાર સ્ફુરી આવ્યો. તેની સ્મરણશક્તિ તાજી થઈ ગઇ. તે ચમક્યો. અંતરમાં વિચાર કરવા લાગ્યો: "અહો ! એના શોકના વેગમાં મને કાંઇ ભાનજ રહ્યું નહી ! પેલા મંત્રની વાત તો હું તદ્દન ભુલીજ ગયો !" વૃત્તિ સ્થિર કરી ગંભીર ચહેરે બોલ્યો: "હે અપરાજિતા ! તું છેવટે એવાજ નિર્ણયપર આવી ? તારો એવોજ ઠરાવ નકી થયો ? મારી આવીજ સ્થિતિ રહેવાની ? તું મારી મશ્કરી તો નથી કરતી ? પ્રથમ દયાહીન થઇ તે છુપાવવા હવે ઉલટી વાત કરે છે ? આવી ખોટી વાત કરી મને ઉડાવે છે ? એક મરેલી માછલી ઉપર તું મારૂં ભવિષ્ય છોડી, મને દગો દેવા ધારે છે ? આ માછલી કદાચ જીવંત હોય કે હવે પછી થાય, તોપણ તે કાંઇ બોલી શકે તેમ નથી, એ વાત સારી રીતે જાણવા છતાં, તેવી વાત આગળ કરવામાં મશ્કરી નહી તો મારે બીજું શું સમજવું ?"

આક્રંદ કરતાં અપરાજિતા બોલીઃ "મને ઠપકો ન આપીશ. તારી અને મારી વચ્ચેની વૃત્તિ ટકાવી રાખવા વધારે દ્દઢ મન જોઇએ." તેણે કહ્યું: "એમ કદી બને તેમ નથી. તું માત્ર મશ્કરી જ

કરે છે." અપરાજિતા બોલીઃ "ના, ના, જરા પણ મશ્કરીની વાત નથી. હું ખરૂંજ કહું છું." રાજાનો દેહધારી હવે તેની ઉર્મિ સમાવી શકયો નહિ. ભાર દઇને બોલ્યોઃ "ત્યારે મારે તો આ માછલી સ્વમુખે મારા લાભનું ઉચ્ચારે ત્યાં સુધી તને મેળવવાની રાહ જોયા જ કરવાની ! યુગ બદલાય કે કલ્પ વીતે તો પણ એ વાત શી રીતે બનવાની ?" ધરાની સુંદરી બોલીઃ "ને મારે પણ મારા વચન પ્રમાણે, મારી બાધા પ્રમાણે કુંવારી કન્યા તરીકે જ કાળ વીતાડવાનો ! મારી મીના માને તોજ આનો અંત આવે." રાજાનો દેહધારી ક્રોધાવેશમાં બોલી ઉઠયોઃ "આ બધાં બહાનાં છે ! મને કાઢી મુકવાનો પ્રપંચ છે ! મને ખસેડવાની યુક્તિ છે ! આવું આવું બોલી તું મને ઠગે છે, છેતરે છે. હવે બહુ થયું. હું એ બધું સમજ્યો છું. તારા મનને પામી ગયો છું. તું મને ખરેખર ઉડાવે છે. કદાચ માછલી બોલે, તો પણ તું વળી બીજું બહાનું કાઢી તારી જાતને જરૂર જુદી પાડીશ. જે વાત બને તેવો જરા પણ સંભવ નથી, જે સ્વપ્નામાં પણ આવે તેમ નથી એવાં બહાનાં બતાવી મને તું ઠગે છે, છેતરે છે, ઉડાવે છે."

અપરાજિતાએ આંસુનો વર્ષાદ વરસાવ્યો. હૃદયના કટકા થઇ જતા હોય તેમ નીસાસો નાંખી તે મંદ સ્વરે બોલીઃ "તું ખરેખર દયાહીન અને ક્રૂર જણાય છે. મારી સ્થિતિ તો તું નજરે જુએ છે.આપણા બેની વૃત્તિ તો એકજ છે, પણ મારી મીનાને મનાવવાની જરૂર તો છેજ. કોઇ પ્રકારે, હરેક ઉપાયે મારી મીનાની મરજી જાણી શકાય, અને તે જો તારા લાભમાં ઉતરે, તો તો પછી મને તારી થઈ ચુકેલીજ સમજજે. પછી મને કોઇ જાતની ચિંતા કે સંશય રહેશેજ નહિ."

ધરાની સુંદરીનાં આવાં મધુરાં વચનો સાંભળી રાજાના દેહ-ધારી કામરૂપભાઇ તો ફુલાઇ ગયા. અંતરથી વિચારવા લાગ્યાઃ "હવે તે નક્કી મારી થવાની. હું તેનાજ વચનથી તેને બાંધીશ અને તેથી તે કેટલી અજાયબ થશે. તેને મુખેજ તેના શબ્દ ખરા કરાવીશ. મારે મારા દેહમાં પાછા ફરતાં માત્ર ક્ષણનો જ વિલંબ થશે." એમ બોલી તેણે માછલીના શબ તરફ આંખો સ્થિર કરી પોતાને મળેલા મંત્રના જપની શરૂઆત કરી. જપ થતાંજ મીનાના શરીરમાં પ્રવેશ કર્યો. મીનાના મુખે તે બોલી ઉઠયોઃ "હે અપરાજિતા ! ભલે તારૂં લગ્ન તું રાજા સાથે કર, મારે તે કબુલ છે. હું તેમાં ખુશી છું."



## પ્રકરણ અઢારમું

---

### અભેદ

× × × ×

" વસ્તુ બે, એકની કર્તા, ધન્વિ છે પૃથ્વિમાં ઘણા;
એનું ઐક્ય કરનારો, છે અનંગ જ વિશ્વમાં."

× × × ×

મીનાના મુખના " હું તેમાં ખુશી છું " આ શબ્દો તો હજુ પુરેપુરા બોલાયા નથી એટલામાં તો વાદળાંની ભયંકર ગર્જના થતી હોય એવો અવાજ તેને કાને પડયો. તે અવાજ **गतासोरस्य स्मरामृतस्य ।** એવા મંત્રનો હતો. અને તેના આશ્ચર્ય વચ્ચે તેનું અસલ જુનું કામરૂપનું શરીર ઝાડીમાંથી બહાર આવી માછલીના દેહના મુખપર આવી પડયું; અને તેજ પળે જે રાજ-શરીર તેણે તજ્યું હતું તે ટટાર થતું જણાયું. અપરાજિતા તરતજ

ચમકી ઉભી થઇ ગઇ અને આનંદ–ગર્જના કરી રાજાના હાથમાં જઇ પડી. જતાં જતાં બોલી: "અહો ઉદાર દીલની મીના ! હું તારી અત્યંત ઓશીંગણ છું; તારા મોટા મન સારૂ હું તારી અત્યંત આભારી છું; તારો ઉપકાર માનું છું; તારી આજ્ઞા શિરે ધારી મારૂં વચન હું પાળું છું. મારા શ્રાપનો, મારી બાધાનો, મારી કન્યાવસ્થાનો આજે અંત આવ્યો છે."

તરતજ તે માછલીએ એક કારમી, અત્યંત કષ્ટ દર્શાવતી ચીસ પાડી. આ સાંભળી અપરાજિતા હસી પડી ને બોલી: "ઓ અભાગી માછલી ! તું ફરી કેમ જીવંત થઇ ! તારે સારૂ તો મોતજ સારૂં હતું." સ્વદેહધારી થયલા નરપતિ કેશવે તરવાર તરફ હાથ લંબાવ્યો અને તે નાગકન્યાને જરા પાછી ખસેડી પોકારી ઉઠયો:"અને હે દેહચોર ! એક ક્ષણના પણ વિલંબ વિના તારા દેહનું અમૃત પીવા તારા ખોળીઆમાં પાછો ફર. ત્વરાથી મંત્રનો જપ કર. એકથી દસ બોલી શકાય તેટલા સમયમાં તો હું આ માછલીના મધ્યમાંથી બે ટુકડા કરનાર છું."

આમ બોલી તેણે એક, બે, ત્રણ ગણવા માંડયા. માછલીના દેહધારીને હવે જણાયું કે બચવાનો કાંઇ આરો જડે તેમ નથી; પોતાના અસલ રૂપને ધારણ કર્યા શીવાય છુટકો જ નથી.તેણે મંત્રનો જપ શરૂ કર્યો અને અત્યંત દીલગીરી સાથે પોતાના અસલ દેહમાં પ્રવેશ કર્યો. તેજ પળે રાજા દશ ગણી રહ્યો અને તે મત્સ્યના મધ્યમાંથી બે વિભાગ તેણે પોતાની તલવારવડે કરી નાખ્યા. પછી તરત કામરૂપની ગળચી પકડી. એ ભાઇ ધ્રુજી ઉઠયા. અંતરના વૈરનો ભરેલો નરપતિ કેશવ બોલી ઉઠયો: "હે દેહચોર ! તું હવે મારા સકંજામાં બરાબર સપડાયો છું. હવે તારાથી જરા પણ છટકાય

કે નાશી છુટાય તેમ નથી. નીચો નમ. આ માછલીની વલે તેજ તારી. તારા પણ એજ કકડા કરવાના છે, અને તે ખરેખર આ તરવારના એકજ ઝટકાથી. બીજો ઘા પણ જરૂરનો નથી."

ધરાની સુંદરીએ તે ઉશ્કેરાયલા નૃપતિનો બીજો હાથ ઝાલી કહ્યું: "ના, મારા વ્હાલા સ્વામી ! એ વાત જવા દો; એને છોડી દો. ભલે તે જતો રહે. એનું કાંઇજ ગયું નથી. ભાઇ જેવા હતા તેવાને તેવાજ રહ્યા છે. એજ એને પુરેપુરી શિક્ષા છે. મંત્રના શબ્દો તે જીંદગી ભર યાદ કરશે. જે સુંદર શરીર એને છોડવું પડયું છે તે પણ એના અંત સુધી સંભારશે. એ શિક્ષા એને ઘણી છે." તે રાજાએ તે ધરાની સુંદરી સામું નજર ફેરવી મંદ સ્વરે કહ્યું: "ભલે તારી જેવી ઇચ્છા ! તું જેમ કહે તેમ!" તે કામરૂપ તરફ ફરી બોલ્યો: "હે દુષ્ટ દેહચોર ! જા ! ચાલ્યો જા ! મારી દ્રષ્ટિથી ઝટ દૂર થા ! હરહંમેશ સાવધ રહેજે ! જો ફરી મારી દ્રષ્ટિએ ચઢયો તો યાદ રાખ કે આ માછલીની જે દશા તેં જોઇ તેજ તારી સમજજે ! આ એક વાર જતો કરૂં છું, પણ ફરી નજર પડતાં તને છોડનાર નથી. મારી બે વાર કદી મળે નહી."

થોડે છેટે ઉભેલા રાજાના સેવકોએ જે રસ્તે રાજા ગયા હતા તેજ રસ્તે કદરૂપા કામરૂપને નીકળતો જોયો અને ઝાડીમાંથી ઝડપથી જતાં જતાં'હું રાજા હતો, હું રાજા હતો'એવી ટેલ નાખતો,હાથ પગ પછાડતો, શોક કરતો, આક્રંદ કરતો, કામરૂપ પાછું જોયા વગર ત્યાંથી પલાયન કરી ગયો.તેનો આવી વાણી સાંભળી તે સેવકોના આશ્ચર્યનો પાર રહ્યો નહી. તેઓ માંહોમાંહે હસી હસી વાત કરવા લાગ્યા: "આ ઘાંયજાભાઇ અહીં કયાંથી ? આકાશમાંથી તો તુટી પડયા નહી હોય ! રાજા એને મળ્યા હોવા જોઇએ ! અને તેમણે જ આમને

નસાડયા લાગે છો એ ગાંડો થઇ જવાનો એમાં તો કાંઇ શક નથી. આજ સવારે પણ શહેરમાં 'હું રાજા છું, હું રાજા છું.' એમ લવરી કરતો હતો. આ ઝાડીમાંથી પણ 'હું રાજા હતો, હું રાજા હતો' એમ કરતો કરતો તે નાઠો. હવે તેને માત્ર 'હું રાજા થઇશ, હું રાજા થઇશ' એવી ટેલ નાખવાની બાકી રહી. એજ એને ઠીક પડશે. વખત જતાં શું નથી બનતું. વિધિની વિચિત્રતાથી એમ બની પણ જાય. વિધાતાએ આ ભવમાં એને કંગાલ કદરૂપો કામરૂપ બનાવ્યો છે, તો હવેના ભવમાં પોતાની ભુલ સુધારી કદાચ તે એને રાજા પણ બનાવી દે. બ્રહ્માને ત્યાં શાની ખોટ છે ? એ રાજા બને તો પછી એની ટેલ સાચી જ ઠરે."

આ પ્રમાણે કામરૂપ તેના ખરા સ્વરૂપમાં તે સ્થાનથી નાસી છુટયો એટલે જેમ સોય લોહચુંબક તરફ ધસે તેમ તે પ્રેમી યુગલ એક બીજા તરફ ધસ્યું. એક બીજાની બાથમાં બેઉ બંધાયાં. લાંબા સમય સુધી એક બીજાને ચુંબન કરતાં ધરાયાંજ નહી. વૃત્તિ કાંઇક સ્થિર થતાં નૃપતિ કેશવે કહ્યું: " કામરૂપ કરતાં પણ તસ્કર વૃત્તિમાં તું તો ઘણી વધી. તસ્કર વિદ્યામાં તો તેં કામરૂપને કયાંયે પાછળ પાડી દીધો. તે તો માત્ર મારા દેહનોજ ચોર હતો, પરંતુ તેં તો મારો દેહ અને આત્મા બે ચોર્યાં. વળી મારો આત્મા તારામાં પ્રવેશ પામ્યો તે સારૂ નથી કરવો પડયો કાંઇ જપ, નથી સાધવો પડયો કાંઇ યોગ, કે નથી બોલવો પડયો કોઇ મંત્ર, કે નથી કરવી પડી કોઇ ક્રિયા!" તે ધરાની સુંદરીએ હસતાં હસતાં કહ્યું: "ના છેક એમ નથી! તુંજ ખરેખર અન્યાયી છે. તુંજ મોટામાં મોટો ચોર છે. સત્ય વાત તો આવી છે. એણે શરીર ચોર્યું અને મેં આત્મા ચોર્યો, પરંતુ તેં તો એ બંને કરતાં બહુજ ખોટું કર્યું છે. તારી ચોરી તો સર્વોપરિ છે. તેં તો

મારો દેહ, મારા આત્મા ને મારૂં સર્વસ્વ હરી લીધું. મારી પાસે મારૂં કાંઇજ રહેવા ના દીધું. ભૂમિ પરની છાયા, પાણીમાંનો પડછાયો ને હવામાંના અવાજનો પડઘો એ બધું તારામાંજ સમાઈ ગયું. તારી હયાતી સાથે એનું જીવન પણ છે. તારા સાચીપણા શીવાય, તારી સહભાગી દાસ શીવાય, મારૂં એકલું હોય એવું મારી પાસે હવે કાંઇ જ નથી. તું તેજ હું, ને હું તેજ તું. તેં તો મારા નામની જુદાઇ જ ભુલાવી દીધી. તારા વિના હું શૂન્ય છું. હું તારામય થઇ ગઇ છું. હું તે તુંજ છું, તુંજ છું. એ શીવાય મને બીજું કાંઇ સમજાતું નથી. તારા શીવાય મને બીજું કાંઇ દેખાતું જ નથી. ત્રણેમાંથી હવે શ્રેષ્ઠ તસ્કર કોણ, તેનો ન્યાય મહારાજ પોતેજ કરે!"

આંખે આંખોનું તારા મૈત્રિક રચાયું......

(વાંચનાર! હવે આ સ્થળે વધારે થોભવામાં શોભા નથી. બીજા પ્રકરણના પ્રવાહમાં વહો જા.)

## પ્રકરણ ઓગણીસમું

# નિર્મિત નિર્ણય

મહાદેવ શંભુ ઉપર પ્રમાણે વાત કરતા કરતા અટકી પડયા. પાર્વતીજી તરત બોલી ઉઠયાં: "અપરાજિતાનાં વેણુમાં મને બીલકુલ વિશ્વાસ નથી. એના સ્ત્રી—ચરિત્ર ઉપર મને કાંઇ ભરોંસો નથી. એ તે કોણ ? કપટ કળાની મૂર્તિ ! પ્રપંચની પુતળી ! ! છળભેદ અને યુક્તિ રમનારી સ્ત્રી ! કોણ જાણી બેઠું છે કે હવે પછી **द्वारं किं नरकस्य ? नारी** ॥ એવા એ નરપતિના પ્રથમના વિચારને પુષ્ટિ આપનારૂં વર્તન કરી તેની વાસ્તવિકતાને એ દ્દઢ ન કરી આપે; અથવા તો એ બાબતની ખાત્રી કરનારો પ્રસંગ એની પોતાની જ બાબતમાં કેમ નહી લાવે ? "

ચંદ્રમાલીશ્વરે ભગવાન ખડખડ હસી પડયા અને બોલ્યા: "તારી ચિકિત્સા ખરેખર સત્યવત્ છે. આ બાબતમાં તારી બુદ્ધિ બરાબર ઉતરી છે. તારા વિચારમાં તું ચુકે એમ નથી. ખરે સ્ત્રી—ચરિત્ર માત્ર સ્ત્રીઓજ જાણી શકે છે. ખરેખર, એ નાગકન્યાની બાબતમાં તેં કહ્યું તેમજ પાછળથી બન્યું. એ રાજાને થોડા કાળ પછી તે

નાગકન્યા છોડી ગઇ. માત્ર એક વર્ષ એની સાથે રહી. પોતાના જ જેવી એક રૂપ રૂપની મણિ જેવી એક કન્યા મુકી ગઇ. નરપતિ કેશવને પુરા પશ્ચાત્તાપમાં નાખી તે તો જતી જ રહી. પોતાના વિરહથી તેને સંતાપ ન થાય તે સારૂ કન્યારત્નને મુકતી ગઇ. પોતાનો પૂર્વનો પ્રેમ કે વચનો કાંઇ પણ તેણે સંભાર્યાં નહી, ગણ્યાં નહિ અને એ રાજા તરફ જે વૃત્તિ તેણે પ્રથમ દર્શને બતાવી હતી, તેને મેળવવા સારૂ જે પ્રપંચ જાળ પાથરી હતી, જે આકાંક્ષા રાખી હતી, જે પ્રેમ તે તેના તરફ ધરાવતી હતી, તે બધાની દરકાર ન કરતાં તેને તે તજી જ ગઇ. આવી રીતે વર્તવાનો અપરાજિતા જેવા પંચમહાભૂતોના દેહોનો સ્વભાવ જ હોય છે. કિન્નરી–વિદ્યાધરી–યક્ષિણી–વનદેવી જેવા જીવો નથી દેવગણમાં કે નથી માનવગણમાં. એ બેની વચ્ચેની દશાના તેઓ જીવાત્મા છે. તેઓ હંમેશાં સ્વચ્છંદી, ભોગી, મનમોજી, હઠીલા અને તરંગી જીવો હોય છે. જેવા સંધ્યાના સોનેરી રંગો ઘડી ઘડી બદલાતા રહે છે, અને થોડી ક્ષણ પછી અદૃશ્ય થઇ જાય છે, તેવાંજ આ જીવોનાં સર્વ કર્મો અને લાગણીઓ ઘડીભર ચમકારા કરનાર વિજળી જેવાં હોય છે. જેમ સંધ્યાનો સમય નથી દિનમાં, કે નથી રજનીમાં, તેમ તેઓ નથી માનવ કે નથી દેવ. તેથી સ્વર્ગમાં ઉત્પન્ન થયેલી એવી જાતિ અપ્સરા, વિદ્યાધરી, કિન્નરી, યક્ષિણી વિગેરે સ્વભાવથીજ, પ્રકૃતિથીજ અસ્થિર તરંગી અને સ્વચ્છંદી હોય છે. મેનકા, ઉર્વશી કયાં અણજાણ્યાં છે ! એ જાતિ મનમોજીલી અને તરંગી જ રહેવાની !

આવા કપરા અનુભવનું એ રાજા કેશવના સંબંધમાં ઘણું વિચિત્ર પરિણામ થયું. એના પિતાએ એના સારૂ જે ગોઠવણ

કરી રાખી હતી તેને ખીલકુલ ન ગણી તેના પિતાનેજ પગલે તેણે ચાલવા માંડયું. જેના પરણવાના પરિણામે પોતે પ્રગટયો હતો તેનુંજ દષ્ટાંત તેની ધણી ના મરજી છતાં તેણે ગ્રહણ કર્યું. પૂર્વ જન્મનાં કૃત્યોના પરિપાકરૂપે જે જીવન આ જન્મમાં ગાળવાનું નિર્માણ થયલું હોય છે, તેનાથી ગમે તેટલા વિરૂદ્ધ વર્તનના પ્રયત્નો કોઇ આદરે, કર્મબંધનમાંથી છુટવાને મનુષ્ય ગમે તેટલાં ફાંફાં મારે, તો પણ આ ક્ષણભંગુર દેહધારી માનવ દેહનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી, એ વાત ઘણા જીવો જાણતા, સમજતા કે યાદ રાખતા નથી; અને તેથી જ વિધાતાની વિરૂદ્ધ, પોતાના નિર્માણ કરેલા ભાગ્યની વિરૂદ્ધ નિષ્ફળ પ્રયત્નો કર્યા ચાલ્યા જાય છે. વણકર માફક પ્રથમ નિર્માણ કર્યા પ્રમાણેજ પોતાનું જીવન–વસ્ત્ર પૂર્વ જન્મના પુણ્ય પાપના પરિપાકરૂપે વણવાનું છે અને નાથેલા બળદ માફક જે રસ્તે વિધાતા દોરે તે રસ્તેજ દોરવાનું છે—જવાનું છે.

હે તીક્ષ્ણ બુદ્ધિવાળી ! ત્યારે તું હવે મને ખરેખરા ચોર વિષે નિર્ણય કરીને કહે. અપરાજિતાના કહેવા પ્રમાણે રાજા, કે રાજાના કહેવા પ્રમાણે અપરાજિતા પોતે, કે પેલો કદરૂપો કામરૂપ ? આ બધામાં ખરો ચોર કોણ અને સૌથી શ્રેષ્ઠ ચોર કયો ?"

એક ક્ષણના પણ વિલંબવિના હિમસુતા મોટેથી બોલી ઉઠયાં: "કોઇ પણ શક વગર અપરાજિતાજ ગુન્હેગાર છે, અને બધામાં દુષ્ટ ચોર પણ એજ છે. કામરૂપ અને કેશવ તો એનાં રમાડેલાં રમકડાં જેવાજ છે; એનાં નચવેલાં પુતળાં જ છે."

જેની જટામાં જાન્હવી બિરાજે છે તે શંકર ભગવાન હિમસુતાનાં આવાં વચન સાંભળતાંજ ખડખડ હસી પડયા. હે હિમમયી ! તારી જાળ તારે સારૂજ પાથરતી મેં તને ઝાલી છે. તું તારીજ

જાળમાં જકડાઈ ગઇ. તારા વચનથી તું જ બંધાઈ ગઇ છે. તારી અટકળ સત્યથી ઘણી વેગળી છે. ખરેખરો ગુન્હેગાર તો તારી દ્રષ્ટિથી છટકી ગયો છે. કેશવ નરપતિ નહી, પેલો કદરૂપો કામરૂપે નહિ, અને જેને તું કપટકળાની મૂર્તિ ધારે છે તે પેલી ધરાની સુંદરી અપરાજિતા પણ નહિ. એમાંનું કોઇએ ખરૂં ગુન્હેગાર નથી. ચોરોમાં-ના શ્રેષ્ઠ ચોર આગળ આ બધાંએ પુતળાં જેવાં રમકડાં જેવાંજ છે. વાત ઉપરથી તારે સમજવું જોઇતું હતું કે જેની ધ્વજામાં મીનનું ચિન્હ છે તે મીનકેતન દેવજ ખરો ગુન્હેગાર છે. તેનેજ તારે સંભારવો જોઇતો હતો. તેનેજ સઘળો દોષ દેવો હતો. મીનની વાત આગળ કરી મેં તને તે બાબત યોગ્ય સૂચના સુદ્ધાંત આપી હતી; પણ તારી જાતની સ્વાભાવિક અદેખાઇ–ઈર્ષ્યાએ તને જબરા ભુલા-વામાં નાખી. અપરાજિતાનેજ ગુન્હેગાર ઠરાવવામાં તારી વૃત્તિ આ-ગળ દોડી. તારા મન ઉપર અંધાર પીછોડો નંખાઇ ગયો. આ બધું કર્તવ્ય કોનું ? છુપાતો–લપાતો–સંતાતો–દૂર છતાં પાસે–પાસે છતાં દુર રહી આ બધી કુંચી કોણ ફેરવતો હતો ? જાદુગરની માફક, નટની માફક આ બધાં જીવતાં જાગતાં પુતળાંને કોંણું રમાડી રહ્યો હતો ? નાચ કોણ નચવી રહ્યો હતો ? અપરાજિતાના આત્માનું કામરૂપ કેશવદ્વારા હરણ કરનાર પણ એજ મદન હતો. તેમજ તેણે જ અપરાજિતાને આવી કપટકળાકુશળ બનાવી, આ બધી યુક્તિ રચાવી, તે રાજા સારૂ તેને લલચાવી, ઉશ્કેરી; તેથી એના તરફ પ્રેમ ધરા-વતા બંને પ્રેમી લગભગ સંયુક્ત થઇ ગયા, જોડાઇ ગયા, જડાઇ ગયા, એકત્ર થઇ ગયા હતા. બેના એક અને એકમાં બે થઇ ગયા. પ્રથમ પોતપોતાના દેહ ખોઇ, વળી પાછા પોતપોતાને સ્થાને થયા. આ બધાનું કારણ, આ બધાનો મર્મ જોઇએ તો માત્ર એટલોજ

કે અપરાજિતા પોતાનું ધાર્યું કરી શકે, કેશવનો દેહ તથા આત્મા પોતાનો કરી શકે, કેશવ નરપતિપર સર્વાંશે પોતાની સત્તા અને અધિકાર જમાવી શકે, અને એ રીતે પોતાની ધારણા પરિપૂર્ણ રીતે પાર પાડી શકે. સ્ત્રીની પુરૂષના તરફની લલુતા–લાલસા–વાંછના જેવી પૃથ્વીના પટ ઉપર અન્ય કોઇ વૃત્તિ છે જ નહિ. તેમાં આ તો ધરાની સુંદરી નાગકન્યા જેવી દિવ્ય કન્યા અને નરપતિ કેશવ જેવો નવયૌવન રાજવી! પછી તેમાં શી કમીના હોય ? પૂર્ણ યૌવનમાં મહાલતા બન્ને જીવો એક બીજાને સારૂ તૈયાર થઇ રહેલા હોય ત્યાં પછી કામને શું કપરી વાત હતી ? સ્વછંદી, તરંગી, તોરીલી નાગકન્યાને ધુણાવતાં મદનને શું વિશેષ કરવું પડે ? ભૂમિ તૈયાર હોય ત્યાં બીજને ઉગતાં શી વાર ? પૂર્ણ બ્રહ્મચર્ય પાળેલી, સારી રીતે રક્ષાયલી, સર્વાંગે પ્રફુલ્લિત, પૂર્ણ યૌવનના બહારમાં ખીલેલી, નરપતિ કેશવના દેહની પ્રભાવશાળી કાંતિ, કામદેવને પણ ઘડીક લજવે તેવું રૂપ જોતાંજ અપરાજિતાના હૃદયમાં ખળભળાટજ મચાવી દે તો પછી તેની તીવ્ર ઇચ્છામાં કાંઇ કમી રહે ખરૂં ? ગમે તે પ્રકારે, હરેક યુક્તિ પ્રયુકિત કરી, ખરે કે ખોટે માર્ગે, અવળી સવળી ગમે તેવી બાજી રચી એ નરપતિની વૃત્તિ પોતા તરફ આકર્ષવી, તેને મેળવવો, તેને પોતાનો કરી લેવો એજ તેના જીવનની પરમ આકાંક્ષા થઇ પડી હોય, તો પછી તેમાં જે જે વિઘ્નો આવે તેવાં હોય, જે જે નડતર હોય, તેને હરેક પ્રકારે કાંઇ પણ મનમાં અરે ન રાખતાં પગ નીચે ચગદી નાંખવાનીજ વૃત્તિ ! ત્યાં પછી શું કહેવાનું ને શું પુછવાનું ને શું વિચારવાનું હોય ? પ્રત્યેક પ્રેમદાનો આત્મા પોતાની જાતને અન્યને અર્પણ કરવા તૈયાર જ હોય છે; સદા તલસ્યા જ કરે છે. રાત્રિ

દિવસ એની એજ ઝંખના, એની એજ ભ્રમણા એના મનને ઉશ્કેરે છે, ભમાવે છે. કિલંબ માત્ર પોતાને યોગ્ય પાત્ર જડવા સુધીનોજ. વિધાતાના વિધાનથી જો એવું એકાદું પાત્ર નજરે પડી જાય તો તે ક્ષણે તો એ વાઘણ કરતાંએ ક્રૂર, બ્રહસ્પતિ કરતાંએ વધારે કળાયુક્ત અને યમ કરતાંએ વધારે અસંતોષી દેખાય છે. આ બધાનું પરિણામ જોઇએ તો એટલુંજ કે આમ વર્તીને આખરે તેના ધારેલા પ્રેમીના હાથમાં તે જઇ શકે, તેની સાથે બાથમાં બાથ ભીડી શકે, તેનાં પ્રેમભર્યાં આલિંગનને વશ વર્તી શકે. અપરાજિતા પણ એમજ વર્તી હતી. પ્રત્યેક પ્રેમદા બરફનાં ગાભલાં કરતાંએ કુમળા નિઃશ્વાસ નાંખશે,ચંદ્રમાંથી મધ્યરાત્રિએ ઝરતાં અમૃતબિંદુ કરતાં પણ મધુરા શ્વાસ ખેંચશે; અને આ બધાનું કારણ માત્ર મદન મદન ને મદનજ. એ બહુ કપટકળાકુશળ અને જબરો ઠગ છે. તારી દ્રષ્ટિથી પણ એ છટક્યો. અદ્રશ્યના પડદા પાછળ સંતાઇ તમાસો જોતો ઉભો. તે છતાં છાનો છાનો બધી દોરી પોતાના હાથમાં રાખી જેમ ખેંચવી હોય તેમ ખેંચતો. તે છતાં, પોતે દેખાતો ન છતાં, છતો ન થતાં, પહેલેથી છેલ્લે સુધી, બીજથી ફળ ફુલ સુધી બધી વાતનો કારભારી, બધી ગોઠવણનો કરનારો અને તમામ યુક્તિ પ્રયુક્તિ રચનાર એજ મદન ! એજ કામદેવ ! એજ મીનકેતન ! બધી રચના, બધાં કૌતુક જોઇએ તો એજ લુચ્ચા મદનનાં ! તે આવાજ ચેન ચાળાથી ભરેલો છે. ત્રિભુવનમાં ગદ્દા પચ્ચીશીમાં બધાને ગાંડા બનાવનાર, નચાવનાર જો કોઇ એક વ્યક્તિ હોય તો તે મદનની જ. બીજાને ઉંડી આપત્તિમાં નાખી, પોતે છુટો સ્વતંત્ર રહી, કોઇના પણ પંઝામાં સપડાયા વગર નિરાંતે મહાલે છે, મઝા ભોગવે છે, આનંદ કરે છે. અત્યાર સુધીમાં માત્ર

એકજ વખત, જેમાં તેની સાથે તારી પણ કાંઈક કસુર હતી—તે સપડાયો છે અને શિક્ષાપાત્ર થયો છે. તે શીવાય તે હજુ સુધી બીજા કોઈના પંઝામાં આવ્યો નથી કે એને શોક કરવાનું કારણ મળ્યું નથી. એની ગમે તેટલી ઉદ્ધતાઈ છતાં તેણે એટલું તો સમજવાનું હતું કે મારા ધ્યાનમાં વિક્ષેપ નાંખી, મારી સમાધિનો ભંગ કરી તે કોઈ રીતે ફાવી જાય તેમ નહોતું. આવાં અડપલાં કરે તેને ખમવું જ પડે; તે શિક્ષાને પાત્રજ થાય. આ વાતની શરૂઆતમાંજ ખરો ગુન્હેગાર કોણ છે તે બાબત તને જણાવીજ દીધી હતી, તે છતાં વાત પુરી થતાં તું ભુલાવામાં પડી ગઈ. એ રીતે આપણી શરતમાં તું હારી. તેમાં તું જીતી નહિ એટલે તેનું ઇનામ માગવાનો હક મારો થયો. મારી જીતનું ઇનામ મને મળવું જોઇએ." પાર્વતી બોલી ઉઠયાં: "હું તે તમને શું ઇનામ આપવાની હતી? તમને આપવા લાયક મારી પાસે છે પણ શું? ત્રિભુવનમાં એવી કઇ ચીજની જરૂર તમને પડે કે જે હું તમને આપી શકું?" મહેશ્વર એક તીક્ષ્ણ દૃષ્ટિ તેના તરફ ફેરવી મનમાં બોલ્યાઃ "હું તને કરી મારી જાળમાં સપડાવીશ. એકવાર ફરી એને આશ્ચર્ય કરીશ. તેના મનમાં કદાચ એમ હશે કે એ મારા ચુંબનની યાચના કરશે, પણ તેની એ ધારણા ઉંધીજ વળવાની છે." પછી મહેશ્વર બોલ્યા: "હે હિમસુતા! મારે તારી પાસે માગવા લાયક એકજ વસ્તુ છે અને તે તુંજ આપી શકે તેમ છે. છતાં આજ સુધી તે તેં મને આપી નથી."

હિમસુતાએ કૌતુક ભરેલી વૃત્તિથી પુછયું: "એવી તે કઇ વસ્તુ છે? એવું તે શું છે?"

શંકર મહેશ્વરે જવાબ આપ્યો: "મારી જટાજૂટમાં રહેલાં જાન્હવીને તારી ઇર્ષ્યામાંથી મુક્ત કર."

ઉસ્કેરાયલાં, ક્રોધવાળાં પાર્વતી તરત ચમકયાં. પોકારી ઉઠયાં: "અહાહા ! તમે મારી સાથે જબરી ઠગબાજી રમ્યા. ભલે ગંગાને સાથમાં રાખો ! રહો એકલા ! હું તો મારે આ ચાલી ! ગંગા સાથે નિરાંતે મ્હાલો !" વિજળીના વેગે તે પછી તે અન્ય સ્થળે ગુમ થયાં.

પોતે આમ એકલા પડયા એટલે મહેશ્વર હસીને બોલ્યા: "અરે. જ્યારે તે ક્રોધયુક્ત થાય છે, ત્યારે તેની સુંદરતામાં ખરેખર વધારો થાય છે; ત્યારે તે ખરેખરી રૂપવતી દેખાય છે; તેનું રૂપ ત્યારે જ ખરેખરૂં ખીલે છે. એનો ઇર્ષ્યાનો ઉભરો સમાતાં તે જરૂર પાછી ફરવાની. મારા શીવાય તેને જરા પણ ચેન પડે તેમ નથી. મારા વગર તે રહી શકે તેમ જ નથી. તે વળી સારી રીતે જાણે છે કે આ વિષયમાં કલેશ કરવો એ તદ્દન મિથ્યા છે. "જટામાં જાન્હવી બીરાજે" એવા બિરદવાળો હું તે બિરદની સામે ગવામાં પોતે સફળ થનાર નથી, એનું એને પુરેપુરૂં ભાન તથા જ્ઞાન છે. જટામાં જાન્હવી શીવાય હું, તેમ અસૂયા વગર એ જીવી શકીએ તેમ નથી આ ખરેખરી સત્ય હકીકત છે. અસૂયા જેમ સ્ત્રી જાતિનું ભૂષણ-તેનું એક અંગ, તેમ જાન્હવી એ મારૂં ભૂષણ ને અંગજ છે. પોતપોતાનો ગુણ ત્યાગી કોણ જીવી શકે છે ? દેવી છતાં તે સ્ત્રી તો છે જ ! સ્ત્રીમાં ઇર્ષ્યા ન હોય તો એને સ્ત્રી કહે પણ કોણ અને એવી સ્ત્રી શા કામની ? ચાલ ત્યારે, હાલ જ્યારે એ અહીં નથી ત્યારે મારા સાથીને, સેવકગણને, મારા ભક્તોને મારા દર્શનનો લાભ આપું."

આંખના પલકારામાં. નિમિષ માત્રમાં તે કૈલાસ જઇ ચઢયા. ધ્યાન માત્રથી બધા સેવકોને ટોળે કર્યા. ભૂતગણો રાક્ષસગણો પિશાચગણો પ્રેતગણો તેમની આસપાસ ફરી વળ્યા. આકાશમાં મેઘમાળા જેમ ગડગડાટ મચાવી મુકે તેમ ભૂતગણોએ માંહેમાહે ગડગડાટ શરૂ કર્યો. બરફનાં ચોસલાંને ચોસલાં એક બીજા તરફ ફેંકવા માંડયાં. વૃક્ષોને વૃક્ષો ઉછાળવા માંડયાં. વાદળાં એક બીજાને આથડી જેવી ગર્જના ને ગડગડાટ કરે તેવા માંહોમાહે બાથંબાથા કરી વિચિત્ર અવાજ કાઢવા માંડયા. મોટેથી ખડખડાટ હસતા કિરાત–લલનાઓના હૃદયમાં ત્રાસ ઉપજાવતા, તથા પર્વતની ગુહામાંથી તથા ઉંચા ઉંચા વાંસના વૃક્ષોના ઝુંડમાંથી, તેના પોલાણોમાંથી ફુંકાતા પવનના સુસવાટામાંથી જે અદ્‌ભુત ધ્વનિ નીકળે તેની સાથે સામ્ય દર્શાવતા, જાણે એ રીતે પ્રકૃતિ નાચ કરતી હોય, તેને તાલ દેતી હોય. એવી રીતે શંકર ભગવાન કિરીત–લલનાઓને જોતાં ભૂતગણોમાં પોતાનો સમય આનંદમાં ગમ્મતમાં રમતમાં વીતાડતા હવા. જટામાંની જાન્હવીને પણ વિસરી જઇ તેઓ ભૂતગણોમાં દોડી ગયા; અને એ ચંદ્રમૌલીશ્વર મહાદેવ ઘડીક પોતાનાં તપ–પ્રભાવને–ધ્યાનસ્થ દશાને પણ ભુલી ગયા.

ચાલો ત્યારે હવ આપણે પણ આપણું આ સ્વપ્નું વિસરી, આ દેવભૂમિને ભૂલી, માનવ સંસારની ઘટમાળામાં, સ્થૂલ જીવનની જીવન–ભૂમિકામાં, કાળ ચક્રની રેટમાળામાં.

* * *

"નિર્ભે થજો, સરસ શિક્ષણથી પ્રજાઓ,"
"રાજા બધા પ્રવિણ, ન્યાયની વૃત્તિ ધારો;"
"ગો–બ્રાહ્મણો, દિનદિને પરિતૃપ્ત પામો,"
"લોકો બધા પરમ સુખની શાંતિ સાધો."

* * *

॥ તથાસ્તુ ॥

## ઉપસંહાર

શંકર ભગવાનના, ચંદ્રમૌલીશ્વર મહાદેવના, જટામાં જાન્હવી બિરાજે છે તે પ્રભુના, ઉમા–મહેશ્વરના ગિરિજા પ્રતિના કહેલા આ કથાનકથી, આ અદ્ભુત આખ્યાનથી, વાંચનાર ! તને ઘડીક પણ રમુજ મળી હોય, ઘડીભર આનંદ થયો હોય, તારો જીવ આ જગતની જંજાળમાંથી, સંસારની રેંટમાળામાંથી, માયાની ઇન્દ્રજાળમાંથી સહેજ પણ મુક્તિ મેળવી શકયો હોય, તારો અલ્પ સમય પણ આ અદ્ભુત આખ્યાનના રસમાં, તારા મનના અન્ય દુઃખદ પ્રસંગો વિસરવામાં વીત્યો હોય, અને એમાંના નાગકન્યા અપરાજીતાના ચરિત્રમાંથી, કદરૂપા કામરૂપના કૌતુકમાંથી, નરપતિ કેશવના વિચારમાંથી તને કાંઈપણ શીખવાનું, સમજવાનું, જાણવાનું કે ધડો લેવાનું મળ્યું હોય તો તેટલે દરજ્જે આ આખ્યાન ગુર્જર ગિરામાં ઉતારનારનો પ્રયાસ ખરેખર સફળ થયલો મનાય. સંસારની રેંટમાળામાંથી ઘડીભરની પણ મુકિત વિના બીજી વાંછના પણ શી રખાય ? વાંચનાર ! એ મુકિત તને પ્રાપ્ત થાઓ એજ શુભેચ્છા.



શરદ્દબાબુની નવલકથાઓ
વાંચકોને અતિ પ્રિય થતી
હોવાથી અમોએ બાબુજીની
નીચેની ચોથી નવલકથા
પણ તૈયાર કરાવા માંડી છે

# ... શ્રી કાન્ત ...

આ નવલકથામાં ભૂત–પ્રેત-
નો વિષય લઈ વાર્તા એવી
સરસ રીતે ગુંથવામાં આવી
છે કે વાંચકને તે વાંચતાં
ઘણી જ રમુજ પડશે

छपाय छे!　　　છપાય છે!

લગભગ બે હજાર પૃષ્ઠનું સુંદર વાંચન!

પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર મૉ. ડ્યૂમાની

સુંદર અને મનમોહક નવલકથા

# કાઉન્ટ ઑફ મૉન્ટિક્રિસ્ટો

ગ્રંથમાલાના ૧૪ મા પુસ્તક તરીકે આ પુસ્તક છપાવા માંડ્યું છે અને તે ઘણું મોટું હોવાથી ત્રણથી ચાર ભાગમાં પ્રકટ થશે. પુસ્તકનું લખાણ તૈયાર હોવાથી ઘણે ભાગે બધા ભાગો સાથે લાગાજ પ્રગટ થશે. દરેક ભાગ પાંચસો પાંચસો પાનાંનો થશે, અને તે ગ્લેજ કાગળ ઉપર સુંદર રીતે છાપવામાં આવશે.

